મારી સ્થૂલ અને સૂક્ષ્મ માનવતાનાં જનકજનની
અને પાલકપોષક સ્વ. પૂ. પિતાશ્રી
ધનશંકર હરિશંકર મુનશી અને
સ્વ. પૂ. ગં. સ્વ. માતુશ્રી
બાળાગૌરીને સાદર
ભાવાર્પણ

આશાનું ભવન આકાશ સુધી રચ્યું,
મૂઢ, એ મૂળથી ભીંત કાચી.

(નરસિંહ મહેતા)

# પ્રસ્તાવના

શ્રીમદ્ભગવદ્ગીતા તો માતા સરસ્વતીનું ધાવણ છે. એણે ઘણાનાં જીવન ઘડ્યાં છે અને ઘણાને તાર્યા છે. એ વિશ્વવિખ્યાત છે. ભારતમાં તો ઘણાયે એનો નિત્ય પાઠ કરે છે.

એ મૂળ સંસ્કૃત ભાષામાં છે. આપણામાંના ઘણાને તો સંસ્કૃત ભાષા આવડતી જ નથી અને જે સંસ્કૃત ભણ્યા હોવાનું મનાય છે એમાંના ઘણાનો સંસ્કૃત ભાષાનો અભ્યાસ કાચો, અધૂરો અને ઉપલકિયો હોવાથી આપણા ભણેલા કહેવાતા ઘણાખરા માણસો પણ ઉચ્ચારશુદ્ધિ સાચવી શકતા નથી, તો પછી અભણ ગણાતાની તો વાત જ શી! સર્વતોમુખ શુદ્ધિ માટે ચીવટ રાખવી એ પણ સંસ્કારિતાનું લક્ષણ છે.

પણ ઉચ્ચારશુદ્ધિ સાચવવાનું જેનાથી ન જ બની શકે એમ હોય તેને તરવાનો કોઇ રસ્તો જ નથી એવું નથી. ભગવાન તો ભાવનો ભૂખ્યો છે. હૃદયમાં રામનું રટણ ચાલતું હોય, તો જીભે 'રામ, રામ'ને બદલે 'મરા, મરા'નું અવળું રટણ કરનારને પણ એણે તાર્યા છે. પાઠ કરતી વખતે પાઠનો ભાવ ઉરમાં ઊભરાય તો આપણો પણ બેડો પાર થઇ જાય. પાઠ કરતાં કરતાં એનો ભાવાર્થ પણ સાથે સમજાતો જાય તો આપણને ભાવાવેશ આવે. એ ઉદ્દેશથી ગીતાજીનો મેં ગૂજરાતીમાં અનુવાદ કર્યો છે.

ગરથ (ધન) ગાંઠે ને વિદ્યા પાઠે. ગાંઠે બાંધેલા (સાથે રાખેલા) ધનની માફક મોંએ રાખેલી વિદ્યા ગમે તેને, ગમે ત્યારે, ગમે ત્યાં કામમાં આવી શકે છે. શ્લોકોથી ગોંએ રાખવાનું કામ બહુ સરળતાથી થઇ શકે છે. તેથી મેં ગીતાજીનો સમશ્લોકી અનુવાદ કર્યો છે.

અનુવાદ સમશ્લોકી જાતાં સરળ થાય, ક્લિષ્ટ ન થઇ જાય, પરિભાષાનો ન છૂટકે જ ઉપયોગ થાય એની બનતી કાળજી રાખી છે.

જ્યા બની શક્યુ ત્યા ઘણુંખરુ ભાષા વાપરી છે ન છૂટકે વાપરવા પડેલા પારિભાષિક, અઘરા અને ઉપજાઉ શબ્દોના તથા અનુવાદમા જે શબ્દો પછી ફૂદડી (*) મૂકી છે તે શબ્દોના અર્થ પણ છેડે ગીતાકોશમા આપ્યા છે

વળી ગીતાજીમા રજૂ થયેલી ભગવાનની સળંગ વિચારસરણી સમજાય, અનુવાદના શ્લોકમાં કોઇ વિચાર સક્ષિપ્ત રૂપે રજૂ થયો હોય તો એ વિચાર વીગતવાર સમજાય તથા અનુવાદ અને લેખ પરસ્પર પુરવણીરૂપ થઇ શકે તે માટે મારો ગીતાર્થબોધ નામનો લેખ પણ આ પુસ્તકમા આપ્યો છે આમ અનુવાદ જીભે ચઢે અને જીવનમા ઊતરે તે માટે સઘળુ એટલું બધું કર્યું છે

ગીતાજીના પદ્યમા અનુવાદ થયા છે તે હું જાણું છુ છતા આ સમશ્લોકી અનુવાદ મે કર્યો છે એની જરૂર છે કે નહિ એ કહેવાનું કામ મારુ નથી એટલું કહેવુ બસ છે કે આ અનુવાદ કોઇ એષણાને જોરે જન્મ્યો નથી

પ્રાણીની માફક પુસ્તકનો પણ પ્રાદુર્ભાવ એનો યોગ આવે તો જ અને ત્યારે જ થાય છે આ પુસ્તકરૂપે પ્રગટ થયેલી સમગ્ર સામગ્રી આજ બારેક વર્ષથી પ્રગટ થવાની રાહ જોતી હતી છેવટે મારા શિષ્ય, ગુરુભાઇ અને 'ગુરુચરણે' માસિકના તંત્રી વૈદ્યરાજ શ્રી મનુભાઈ ચુનીલાલ મહેતા, શ્રી ચપકલાલ દુર્લભભાઈ અજમેરા અને શ્રી સન્મુખલાલ ઝ પડયાના સ્નેહ અને સૌજન્યથી એ પ્રગટ થાય છે

આ પુસ્તક જનતાજનાર્દનની સેવામા રજૂ કરુ છુ સેવા કરવાનુ એનું કેટલું ગજુ છે એ તો એ જનાર્દન જાણે

આકાશેઠકૂવાની પોળ,
રાયપુર, અમદાવાદ.
તા ૯-૩-૧૯૬૨

લે
વિજયશંકર ધનશંકર મુનશી.

## અનુક્રમણિકા

મૃગજળ ગમ દોડે લોક આ પૂરપાટ,
    તલસ તલસ પાણીના થતા બિંદુ માટ,
જલદ, જલ ત્હારું પ્રાણને પોષનારું
    વરષ, તરષ છીપે, ઊગરે વિશ્વ સારું.

# प्रथमोऽध्याय:

धृतराष्ट्र उवाच ।

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सव ।
मामका पाडवाश्चैव किमकुर्वत सजय ॥ १ ॥

सजय उवाच ।

दृष्ट्वा तु पाडवानीक व्यूढ दुर्योधनस्तदा ।
आचार्यमुपसगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥
पश्यैता पाडुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढा द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥
अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथ ॥ ४ ॥
धृष्टकेतुश्चेकितान काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुन्तिभोजश्च शैब्यश्च नरपुगव ॥ ५ ॥
युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्वे एव महारथा ॥ ६ ॥
अस्माक तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य सज्ञार्थं तान्ब्रवीमि ते ॥ ७ ॥
भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिजय ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥ ८ ॥
अन्ये च बहव शूरा मदर्थे त्यक्तजीविता ।
नानाशस्त्रप्रहरणा सर्वे युद्धविशारदा ॥ ९ ॥
अपर्याप्त तदस्माक बल भीष्माभिरक्षितम् ।
पर्याप्त त्विदमेतेषा बल भीमाभिरक्षितम् ॥ १० ॥
अयनेषु च सर्वेषु यथाभागमवस्थिता ।
भीष्ममेवाभिरक्षन्तु भवन्त सर्वे एव हि ॥ ११ ॥

# અધ્યાય પહેલો

ધૃતરાષ્ટ્ર બોલ્યા—

પુણ્ય ભૂમિ કુરુક્ષેત્રે મળ્યા જે યુદ્ધકારણ
મારા ને પાંડવો તેણે કર્યું શું? બોલ, સંજય. ૧.

સંજય બોલ્યો—

ઊભેલી વ્યૂહમાં જોઈ સેના પાંડવપક્ષની,
દ્રોણાચાર્ય કને પોંચી દુર્યોધન વદ્યો પછી. ૨.
તમારા બુદ્ધિશાળી આ વિદ્યાર્થી ધૃષ્ટદ્યુમ્નએ,
ગોઠવી પાંડવોની આ મહાસેના, જુઓ તમે. ૩.
ભીષ્મ અર્જુન શા શૂરા ઘનુ મોટાં રણે ધરી,
સાત્યકિ ત્યાં, વિરાટ ત્યાં, દ્રુપદ ત્યાં મહારથી, ૪.
ધૃષ્ટકેતુ, ચેકિતાન, કાશીના વીર રાજવી,
પુરુજિત કુંતિભોજે ત્યાં, શૈબ્ય ત્યાં નરકેસરી, ૫.
પરાક્રમી યુધામન્યુ, ઉત્તમૌજા મહાબળી,
સુભદ્રા દ્રૌપદી કેરા પુત્રો, એ સૌ મહારથી. ૬.
આપણા પક્ષમાં મારી સેનાના મુખ્ય નાયકો
ગણાવું હું ટૂંકામાં તે, બ્રાહ્મણોત્તમ, સુણજો. ૭.
આપ, ભીષ્મ અને કર્ણ, જીતનારા વળી કૃપ,
અશ્વત્થામા જ, વિકર્ણ, સોમદત્ત તણો સુત. ૮.
બધા એ રણમાં એક્કા, શસ્ત્રાસ્ત્રો બહુ ખેલતા,
પાથરે પ્રાણ હું કાજે નિજ, એવા ઘણા બીજા. ૯.
આપણા સૈન્યને ભીષ્મ સંભાળે, તે અપૂર્ટ છે,
એમના સૈન્યને ભીમ સંભાળે, તે સુપૂર્ટ છે. ૧૦.
તો હવે આપને સોંપ્યાં સ્થાનો જે, ત્યાં ઊભા રહી
આપ સર્વે મળી રક્ષા ભીષ્મની જ કરો સહી. ૧૧.

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥ १२ ॥

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥ १४ ॥

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥ १५ ॥

अनंतविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥ १७ ॥

द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक् ॥ १८ ॥

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥ २० ॥
हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

अर्जुन उवाच ।

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥
यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन् रणसमुद्यमे ॥ २२ ॥
योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

પ્રતાપી કુરુમાં વૃદ્ધ દાદાએ સિંહગર્જના
કરી શંખ ફૂંકયો ઊંચો, દુર્યોધન ખુશી થયા. ૧૨.
શંખો ને નોબતો ઢોલો મૃદંગો રણભૂંગળો
વાગ્યાં સાથે પછી, તેથી પ્રચંડ ધ્વનિ તો થયો. ૧૩.
ધોળા ઘોડા તણા મોટા રથે બેઠેલ કૃષ્ણ ને
અર્જુને પછી પોતાના દિવ્ય શંખો ફૂંકયા રણે. ૧૪.
પાંચજન્ય ફૂંકયો કૃષ્ણે, અર્જુને દેવદત્ત, ને
પૌંડ્ર નામે મહા શંખ ભીમે દારુણકર્મીએ ૧૫.
ફૂંકયો *અનંતવિજય* પાર્થ રાજા યુધિષ્ઠિરે,
નકુલે સહદેવે તો સુઘોષ મણિપુષ્પક. ૧૬.
મહાધન્વા કાશિરાજે, મહારથી શિખંડીએ,
ધૃષ્ટદ્યુમ્ને, વિરાટે ને સાત્યકિએ અજેય જે,
દ્રુપદ દ્રૌપદી કેરા પુત્રોએ, અભિમન્યુએ
મહાબાહુ, ફૂંકયા શંખો પોતાના, રાજ, * ચોદિશે. ૧૭,૧૮.
પ્રચંડ પડઘા પાડી પૃથ્વીમાં ગગને વળી
એ ઘોષે કૌરવો કેરાં હૃદયો નાખિયાં ચીરી. ૧૯.
પછી તો ગોઠવાયેલા કૌરવોને નિહાળીને
ચાલતાં શસ્ત્રમારો ત્યાં કામઠાને ઉઠાવીને
અર્જુને કૃષ્ણને આવું કહ્યું વાક્ય, મહીપતિ.

અર્જુન બોલ્યો—

રથ, કૃષ્ણ, ઊભો રાખો વચમાં બેઉ સૈન્યની. ૨૦,૨૧.
જોવા દો આમને જેઓ ઊભેલા યુદ્ધ કાજ છે,
કોની સાથે મહારે આ યુદ્ધમાં લડવાનું છે. ૨૨.
દુર્યોધન દુરાત્માનું યુદ્ધમાં હિત ઈચ્છતા,
લડનારા મળ્યા આંહીં, તેમને જોઉં હું જરા. ૨૩.

संजय उवाच ।

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥२४॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥२५॥
तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥ २६॥
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।
तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ॥२७॥
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।

अर्जुन उवाच ।

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥२८॥
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥२९॥
गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥३०॥
निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥३१॥
न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च।
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥३२॥
येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥३३॥
आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ॥३४॥
एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥३५॥

સંજય બોલ્યો—

અર્જુને કૃષ્ણને આવું કહ્યું ત્યારે, મહીપત,
વચમાં બેઉ સેનાની થોભાવી રથ ઉત્તમ,
ભીષ્મ, દ્રોણ, બધા રાજા દેખતાં કૃષ્ણએ કહ્યું,
હે અર્જુન, મળેલા આ કૌરવોને નિહાળ તું. ૨૪,૨૫.
મુરબ્બીઓ તથા દાદા, ગુરુ, મામા જ, બાંધવા,
પુત્રો, પૌત્રો અને મિત્રો, સસરા, સ્નેહીઓ તથા ૨.
ઊભેલા બેઉ સેનામાં અર્જુને નીરખ્યા ત્યહીં.
ઊભેલા સૌ સગાવ્હાલા જોઈ, અર્જુનને પછી ૨૭.
દયા આવી ઘણી, તેથી ખેદ પામી વદ્યો સહી.

અર્જુન બોલ્યો—

યુદ્ધ માટે ઊભેલા આ સ્વજનો, કૃષ્ણ, જોઉં હું, ૨૮.
ગળે ત્યાં મુજ ગાત્રો ને સુકાયે મુખ માહરું,
કંપે છે દેહ મારો ને રૂંવાડાં થાય છે ઊભાં, ૨૯.
સરે ગાંડીવ હાથેથી, ચામડી બળતી તથા,
નથી ઊભા રહેવાતું, મન જાણે ભમી જતું, ૩૦.
ભાળું હું તો થતા, કૃષ્ણ, ખરાબ શુકનો બહુ.
કશું કલ્યાણ ના દેખું, કૃષ્ણ, બંધુ હણી રણે; ૩૧.
જીત, રાજ્ય, સુખો કાંઈ, કૃષ્ણ, મારે ન જોઈએ.
રાજ્યને, કૃષ્ણ, ભોગોને, જિંદગીને ય શું કરે! ૩૨.
રાજ્ય, ભોગો, સુખો જેને કાજ ઈચ્છયું બધું અમે
તે ઊભા આશ છોડીને પ્રાણ ને ધનની રણે. ૩૩.
આચાર્યો, વડીલો, પુત્રો, દાદા, મામા બધા ઊભા
સસરાઓ અને સાળા, પૌત્રો, સંબંધીઓ તથા. ૩૪.
કૃષ્ણ, ત્રિલોકના રાજ્ય કાજ મારું ન એમને,
તો પૃથ્વી કાજ શેં મારું! મારતા એ ભલે મને. ૩૫.

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥३६॥
तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥३७॥
यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥३८॥
कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥३९॥
कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०॥
अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥४१॥
संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥४२॥
दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३॥
उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥४४॥
अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥४५॥
यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥
सञ्जय उवाच ।
एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन–
संवादेऽर्जुनविषादयोगो नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

કૌરવોને હણી, કૃષ્ણ, અમને સુખ શું થશે ?
ગુંડા છતાં હણી એને મને પાપ જ લાગશે. ૩૬.
માટે ના અમને છાજે હત્યા કૌરવબંધુની,
પોતીકાંને હણી, કૃષ્ણ, શી રીતે થઈએ સુખી? ૩૭.
નાઠી છે લોભથી બુદ્ધિ જેની તે આ ન દેખતા
કુળના નાશનો દોષ, દગામાં પાપ મિત્રના. ૩૮.
કુળના નાશથી થાતા અનર્થ સમજ્યા છતાં
અમે આ પાપમાંહીથી જઈએ ખસી કેમ ના? ૩૯.
કુળનાશ થતાં જૂના કુળધર્મ રહે નહિ,
ધર્મ જતાં કુળે આખે અધર્મ જ વળે ફરી. ૪૦.
અધર્મે કુળ ઘેરાતાં વંઠે છે કુળનાર, ને
વંઠે સ્ત્રી તો પ્રજા, કૃષ્ણ, વર્ણસંકર થાય છે. ૪૧.
ગોટાળો નરકે નાખે કુળ ને કુળઘાતીને,
પામે અવગતિ પિતૃ પિંડપાણી ન પામીને. ૪૨.
આ દોષો કુળઘાતીના વર્ણસંકરતા કરી
ઉજાડે જાતિધર્મો ને કુળના ધર્મ કાયમી. ૪૩.
આપણે સાંભળ્યું છે કે જેમના કુળધર્મનો
નાશ થાય, વસે નક્કી નરકે, કૃષ્ણ, તે જનો. ૪૪.
બંધુને હણવા બેઠા રાજ્યના સુખલોભથી,
કામ એ તો મહા પાપ કેરું બેઠા અરે લઈ. ૪૫.
એનાથી રૂડું તો એ કે શસ્ત્ર છોડી દઈ રણે
મને શાંત ઊભેલાને કૌરવો શસ્ત્રથી હણે. ૪૬.

સંજય બોલ્યો—

આમ બોલી, દઈ છોડી કામઠું બાણ, અર્જુન
રણે રથે ગયો બેસી શોકથી બાવરે મન. ૪૭.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમાં શ્રી કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં અર્જુનવિષાદ-યોગ નામનો પહેલો અધ્યાય પૂરો થયો.

# द्वितीयोऽध्यायः

संजय उवाच ।

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥१॥

श्रीभगवानुवाच ।

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥२॥
क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥३॥

अर्जुन उवाच ।

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥४॥
गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥५॥
न चैतद्विद्मः कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषाम-
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६॥
कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥

# અધ્યાય બીજો

સંજય બોલ્યો—

બનેલા આ રીતે દીન દયાથી, આંખ આંસુથી
ભરેલી બાવરી, દુઃખી તેને કૃષ્ણે કહ્યું પછી. ૧.

શ્રી ભગવાન બોલ્યા—

ન છાજે આર્યને એવી, ટાળતી સ્વર્ગકીર્તિને *
કાળી ટીલી તને ક્યાંથી આ આવી સમયે ખરે! ૨.
પાર્થ, નામર્દ ના થા તું, તને આ છાજતું નથી,
ઊભો થા નબળાઈને છોડીને તુચ્છ દિલની. ૩.

અર્જુન બોલ્યો—

ભીષ્મ ને દ્રોણ, હે કૃષ્ણ, પૂજવા યોગ્ય માહરે,
લડું હું તેમની સામે, કૃષ્ણ, યુદ્ધે જ શી રીતે? ૪.
લોભી છતાં પ્રૌઢ ગુરુજનોને
મારી ન માણું સુખ લોહિયાળાં,
હણ્યા વિના ખાવું પડે જ લોકે
ભિક્ષાન્ન તો યે ગમતું મને એ. ૫.
ન જાણું હું શ્રેય મહારું શેમાં,
અમારી જીતે, જીત તેમનીમાં;
જે કૌરવોને હણી જીવવાની
ઈચ્છા નથી, આગળ તે ઊભા આ. ૬.
સ્વભાવ દાબ્યો મુજ દીનતાએ,
મુઝાઈ કર્તવ્ય વિષે પૂછું હું,
કહે નકી શ્રેય મહારું શેમાં,
દે બોધ તું આશ્રિત શિષ્યને આ. ૭.

न हि प्रपश्यामि ममापनुद्या-
यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥

संजय उवाच ।

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥९॥
तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥१०॥

श्रीभगवानुवाच ।

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥११॥
न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥१२॥
देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥१३॥
मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत॥१४॥
यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥१५॥
नासतो विद्यते भावो नाभावो विद्यते सतः।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६॥
अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम्।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥१७॥
अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥१८॥

સમૃદ્ધ નિષ્કંટક ભૂમિરાજ્યે
ને દેવના ઈન્દ્રપદે ય ભાળું
ન કાંઈ જે ઈન્દ્રિય શોષનારો
મારો જરા શોક શમાવનારું. ૮.

સંજય બોલ્યો—

કહીને કૃષ્ણને એવું વળી અર્જુન બોલિયો,
'નથી હું લડવાનો,' ને પછી શાંત થઈ ગયો. ૯.
ઉદાસ થઈ બેઠેલા સૈન્યની બેઉ મધ્યમાં
પાર્થને આમ શ્રી કૃષ્ણે કહ્યું મોં મલકાવતાં. ૧૦.

શ્રી ભગવાન બોલ્યા—

ન છાજે શોક ત્યં શોક કરે, ને વાત જ્ઞાનની!
મૂઆ જીવ્યા તણો શોક જ્ઞાનીઓ કરતા નથી. ૧૧.
હું, તું ને રાજવીઓ આ ન્હોતા પ્હેલાં અને હવે
પછી યે નથી હોવાના એવું કાંઈ નથી ખરે. ૧૨.
પ્રાણી આ દેહમાં પામે બાલ્ય, યૌવન, વૃદ્ધતા,
તેમ પામે બીજો દેહ; જ્ઞાની તેમાં મુઝાય ના. ૧૩.
ઈન્દ્રિયસ્પર્શથી લાગે ટાઢ, તાપ, સુખો, દુઃખો;
આવે, જાય, ટકે ના તે; સાંખી લે તેમને તું તો. ૧૪.
સરખું સુખ ને દુઃખ ગણે, તેથી ન જેહને
ડગાવે વિષયો, એવા જ્ઞાની તે મોક્ષ મેળવે. ૧૫.
'નથી' તે 'છે' થવાનું ના, 'છે' તે થાય નહિ 'નથી,'
એ બેનો જ્ઞાનીઓએ તો બાંધ્યો નિર્ણય આપથી. ૧૬.
સર્જ્યું જેણે બધું આ તે છે અનાશી, તું જાણ, એ
વધે ઘટે ન, એનો ના નાશ કોઈ કરી શકે. ૧૭.
અપ્રમેય અનાશી ને નિત્ય આત્મા તણાં કહ્યાં
નાશવંત શરીરો આ, માટે તું લડ યુદ્ધમાં. ૧૮.

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥१९॥
न जायते म्रियते वा कदाचि-
न्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥२०॥
वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥२१॥
वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥२२॥
नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥२३॥
अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥
अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥
अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम्।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥२६॥
जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२७॥
अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥२८॥
आश्चर्यवत्पश्यति कश्चिदेन-
माश्चर्यवद्वदति तथैव चान्यः ।

આત્મા હણે અને આત્મા હણાયે એમ માનતા
બેઉ જાણે ન કે આત્મા હણે ના કે હણાય ના. ૧૯.

ન જન્મતો ના મરતો કદાપિ
થયો નથી કે ન ફરી થશે એ,
અજન્મ એ શાશ્વત નિત્ય જૂનો
હણાય ના દેહ હણાય તો યે. ૨૦.

આત્માને અવિનાશી ને અજ અવ્યય નિત્ય જે
જાણે છે, તે મરાવે ને મારે કોને કયી રીતે ? ૨૧.

કાઢી જૂનાં વસ્ત્ર નવાં પહેરે
બીજાં, છતાં માણસ એ જ હોય,
છોડી જૂના લે ત્યમ દેહ બીજા
નવા, છતાં આતમ એ જ હોય. ૨૨.

શસ્ત્રો ન કાપતાં એને, અગ્નિ એને ન બાળતો,
પાણી ન ભીંજવે એને, વાયુ એને ન શોષતો. ૨૩.
ન કપાય, બળે ના એ, પલળે ના, સુકાય ન,
નિત્ય, વ્યાપક એ સ્થિર, ન ચળે ને સનાતન. ૨૪.
આત્મા અચિંત્ય અવ્યક્ત અવિકારી ગણાય, એ
જાણ્યા પછી તને એનો કરવો શોક ના ઘટે. ૨૫.
ધાર કે દેહની સાથે આત્મા જન્મે અને મરે,
તો યે, પાર્થ, તને એનો કરવો શોક ના ઘટે. ૨૬.
જન્મે તે મરતું નક્કી, મરે તે જન્મતું સહી;
ન ચાલે કોઈનું જ્યાં ત્યાં શોક છાજે તને નહિ. ૨૭.
જન્મ્યા પ્હેલાં ન દેખાય, દેખાતાં માત્ર જીવતાં,
મરી પાછાં ન દેખાતાં, એ પ્રાણી કાજ શોક શા ? ૨૮.

હોયે ઘણો અદ્‌ભુત તેમ એને
કોઈ જુએ, કોઈ કથા કરે છે,

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥४३॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४॥
त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥४५॥
यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥४६॥
कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥४७॥
योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥४८॥
दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥४९॥
बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥५०॥
कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥५१॥
यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥
श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥५३॥

अर्जुन उवाच ।

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥५४॥

અજ્ઞાની, વેદિયા, બીજું કૈં નથી એમ બોલતા,
સ્વર્ગપ્રાપ્તિ તણું ધ્યેય ઊંચામાં ઊંચું લેખતા,
ઈચ્છાભર્યા જનો વાણી વદે લોભાવનાર કે
'કર્મકાંડ થકી જન્મો સુખસત્તાભર્યા મળે.'
ફસાઈ વાણીમાં આવી સુખસત્તામહીં પડે,
માટે હત્રાતિયાં એની બુદ્ધિ નિર્ણય ના કરે. ૪૨થી૪૪
કર્મકાંડે નરી માયા ભરી, આત્મા તું ઓળખ;
માયા દ્વંદ્વો તજી યોગક્ષેમ, તું બન સાત્વિક. ૪૫.
વહેતુ જ્યા બધે પાણી, નકામા ત્યાં કૂવા પડે,
તેમ બ્રાહ્મણ જ્ઞાનીને નકામુ કર્મકાંડ છે. ૪૬.
તહારા હાથની વાત કર્મ છે, પરિણામ ના;
રાખ ના ફળની આશા, છોડ ના કર્મ તુ સદા. ૪૭.
યોગે થૈ સ્થિર, આસક્તિ વિના કર્તવ્ય તું કર
ફળે કે ના ફળે તો યે; સમતા એ જ યોગ છે. ૪૮.
બુદ્ધિની સમતાથી તો કામ છે બહુ યે નીચાં;
શરણું સમતાનુ લે, તુચ્છ છે ફળકામના. ૪૯.
રાખે જે સમતા તેને પુણ્ય કે પાપ ના નડે,
માટે તુ કર્મયોગી થા, યોગ કર્મકુનેહ છે. ૫૦.
સમજુ સમતા રાખી કર્મનાં ફળ છોડતા,
તેને ન જન્મ કે મૃત્યુ, તે પ્રભુપદ પામતા. ૫૧.
મોહના કાંપમાંહીથી બુદ્ધિ જ્યારે તરી જશે,
સુણેલું સુણવાનું* સૌ તને નીરસ લાગશે. ૫૨.
વેદમાં અટવાયેલી બુદ્ધિ નિશ્ચલ ને સ્થિર
સમાધિમાં થશે તારી, ત્યારે તુ યોગ પામીશ. ૫૩.

અર્જુન બોલ્યો—

સમતા રાખનારા એ સ્થિતપ્રજ્ઞ તણાં કહે
લક્ષણો શાં, અને બેસે બોલે ચાલે કયી રીત ? ૫૪.

आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥२९॥
देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०॥
स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥३१॥
यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥३२॥
अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥३३॥
अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥३४॥
भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥३५॥
अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ।
निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६॥
हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥३७॥
सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥३८॥
एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥३९॥
नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०॥
व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥४१॥

એની વળી કોઈ કથા સુણે છે,
છતાં પિછાને નવ કોઈ એને. ૨૯.
કોઈના દેહમાં આત્મા મરાય ન કદાપિ આ,
તેથી પ્રાણી બધાં માટે છાજતો તુજ શોક ના. ૩૦.
રાખી કર્તવ્યનો ખ્યાલ છાજે ન ડગવું તને,
ધર્મયુદ્ધ થકી બીજું કાંઈ રૂડું ન ક્ષત્રીને. ૩૧.
આવેલું વણ માગ્યું જે સ્વર્ગદ્વાર ખૂલ્યા સમું
યુદ્ધ આવું મળે, તે તો સદ્‌ભાગ્ય ક્ષત્રિયો તણું. ૩૨.
આમ હોવા છતાં જો આ ધર્મયુદ્ધ તું ના કરે,
ધર્મ ને આબરૂ જાશે, લાગશે પાપ તો તને. ૩૩.
વગોવશે સદા માટે તને લોકો બધા બહુ,
આબરૂદારને માટે નિંદાથી મરવું ભલું. ૩૪.
માને મહારથીઓ કે નાઠો તું યુદ્ધથી ડરી;
દેતા માન તને જે, તે ઉવેખે હલકો ગણી. ૩૫.
સાંભળ્યું જાય ના એવું બોલશે શત્રુઓ બહુ
વગોવી શક્તિને તારી, એનાથી દુઃખ શું વધુ ? ૩૬.
મરે તો મળશે સ્વર્ગ, જીતે તો ભોગવે મહી,
માટે, અર્જુન, થા ઊભો, નિશ્ચય યુદ્ધનો કરી. ૩૭.
સુખદુઃખ, નફોતોટો, હારજીત સમાં ગણી
લડ, એ યુક્તિથી તો ના લાગે પાપ તને જરી. ૩૮.
કહી આ જ્ઞાનદૃષ્ટિ, ને સુણ આ કર્મયોગની
દૃષ્ટિ, જે આચર્યે તુંને કર્મ બાંધી શકે નહિ. ૩૯.
કર્યું જતું નકામું ના, એમાં વિઘ્ન નડે નહિ,
થોડો યે ધર્મ આ પાળ્યે મહા ભય જતો ટળી. ૪૦.
સારું ખોટું કરે નક્કી બુદ્ધિ, તે ના ડગે કદી;
નહિ તો ભટકે છે તે અનંત વિષયો મહીં. ૪૧.

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥४३॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४॥
त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥४५॥
यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥४६॥
कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥४७॥
योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥४८॥
दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥४९॥
बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥५०॥
कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥५१॥
यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥
श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥५३॥

अर्जुन उवाच ।

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥५४॥

અજ્ઞાની, વેદિયા, બીજુ કૈં નથી એમ બોલતા,
સ્વર્ગપ્રાપ્તિ તણું ધ્યેય ઊંચામા ઊંચુ લેખતા,
ઈચ્છાભર્યા જનો વાણી વદે લોભાવનાર કે
'કર્મકાંડ થકી જન્મો સુખસત્તાભર્યા મળે.'
ફસાઈ વાણીમા આવી સુખસત્તામહી પડે,
માટે હેનાતિયાં એની બુદ્ધિ નિર્ણય ના કરે. ૪૨થી૪
કર્મકાંડ નરી માયા ભર્ગી, આત્મા તુ ઓળખ;
માયા દ્વંદ્વો તજી યોગક્ષેમ, તુ બન સાત્ત્વિક. ૪૫.
વહેતુ જ્યા બધે પાણી, નકામા ત્યા કૂવા પડે,
તેમ બ્રાહ્મણ જ્ઞાનીને નકામુ કર્મકાંડ છે. ૪૬.
તહારા હાથની વાત કર્મ છે, પરિણામ ના;
રાખ ના ફળના આશા, છોડ ના કર્મ તુ સદા. ૪૭.
યોગે થૈ સ્થિર, આસક્તિ વિના કર્તવ્ય તુ કર
ફળે કે ના ફળે તો યે, સમતા એ જ યોગ છે. ૪૮.
બુદ્ધિની સમતાથી તો કામ છે બહુ યે નીચાં;
શરણુ સમતાનુ લે, તુચ્છ છે ફળકામના. ૪૯.
રાખે જે સમતા તેને પુણ્ય કે પાપ ના નડે,
માટે તુ કર્મયોગી થા, યોગ કર્મકુનેહ છે. ૫૦.
સમજુ સમતા રાખી કર્મના ફળ છોડતા,
તેને ન જન્મ કે મૃત્યુ, તે પ્રભુપદ પામતા. ૫૧.
મોહના કાપમાહીથી બુદ્ધિ જ્યારે તરી જગે,
સુણેલું સુણવાનુ * સૌ તને નીરસ લાગશે. ૫૨.
વેદમા અટવાયેલી બુદ્ધિ નિશ્ચલ ને સ્થિર
સમાધિમાં થશે તારી, ત્યારે તુ યોગ પામીશ. ૫૩.
અર્જુન બોલ્યો—
સમતા રાખનારા એ સ્થિતપ્રજ્ઞ તણાં કહે
લક્ષણો શાં, અને બેસે બોલે ચાલે કયી રીત ? ૫૪.

श्रीभगवानुवाच ।

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥५५॥
दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥५६॥
यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७॥
यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८॥
विषया विनिवर्तंते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥५९॥
यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ।
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥६०॥
तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥
ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२॥
क्रोधाद् भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥
रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥६४॥
प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥
नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥६६॥
इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥६७॥

શ્રી ભગવાન બોલ્યા—

મનના મનસૂબા સૌ છોડી, સંતોષ આત્મમાં
આત્માથી ધરતો, તેને સ્થિતપ્રજ્ઞ કહે તદા. ૫૫.
દુઃખથી ન દુભાયે જે, ન સુખે કોડ જેહને,
ગયા રાગ, ભય, ક્રોધ, સ્થિતપ્રજ્ઞ મુનિ કહે. ૫૬.
અનાસક્તિ બધે જેને, સુખમાં રાચતો ન જે,
ન કરે દુઃખનો દ્વેષ, તેની પ્રજ્ઞા ઠરી રહે. ૫૭.
બધેથી કાચબો અંગો સમેટે તેમ જે જન
ઇન્દ્રિયો વિષયોમાંથી, તેની પ્રજ્ઞા રહે સ્થિર. ૫૮.
મળે ન વિષયો તેથી પ્રાણીના વિષયો હટે,
રસ બાકી રહે, તે તો બ્રહ્મદર્શનથી મટે. ૫૯.
મનને કરવા તાબે શાણો જન મથે છતાં
તોફાની ઇન્દ્રિયો ખેંચે પરાણે મનને સદા. ૬૦.
રોકી તે સર્વ, થા મગ્ન મારામાં, થઈને સમ;
ઇન્દ્રિયો વશમાં જેની તેની પ્રજ્ઞા રહે સ્થિર. ૬૧.
વિષયો ઝંખનારાને લાગે વિષયની લતો,
લતથી જાગતી ઇચ્છા, ઇચ્છાથી ક્રોધ તો થતો. ૬૨.
ક્રોધથી મૂઢતા આવે, મૂઢતા ભાન ભૂલવે,
ભાન ભૂલ્યે બુદ્ધિનાશ, બુદ્ધિનાશે વિનાશ છે. ૬૩.
રાગદ્વેષ વિનાની ને સ્વાધીન ઇન્દ્રિયો વડે
સેવતો વિષયો જે, તે સંયમી શુદ્ધિ મેળવે. ૬૪.
શુદ્ધિથી સર્વ દુઃખોનો નાશ એનાં થતો, વળી
શુદ્ધ ચિત્ત રહે તેની ઝટ બુદ્ધિ રહે ઠરી. ૬૫.
સમતા વિણ ના બુદ્ધિ, ન નિષ્ઠા આત્મજ્ઞાનની,
નિષ્ઠા વિના નથી શાંતિ, અશાંતિ ત્યાં સુખે નહિ. ૬૬.
ઇન્દ્રિયો વિષયો સેવે તેમાં જે ભમતું મન
પ્રજ્ઞાને તાણતું તેની, વાયુ નાવ જળે જ્યમ. ૬૭.

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६८॥
या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥६९॥
आपूर्यमाणमचलप्रतिष्ठं
समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे
स शांतिमाप्नोति न कामकामी ॥७०॥
विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥७१॥
एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥७२॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे सांख्ययोगो नाम द्वितीयोऽध्यायः ॥२॥

માટે વિષયમાંહીથી રોકેલી સર્વ ઇન્દ્રિય
બધેથી, પાર્થ, જેની છે, તેની પ્રજ્ઞા રહે સ્થિર. ૬૮.
બધાની રાત જે, તેમાં સંયમી જાગતો રહે;
જેમાં લોક બધા જાગે, જ્ઞાનીને મન રાત તે. ૬૯.
પાણી નદીનાં ઠલવાય તો ય
મૂકે ન માઝા દરિયો કદાપિ,
સો વાસના તેમ શમે જ જેની
તે પામતો શાંતિ, ન કામલોભી. ૭૦.
સર્વ ઇચ્છા તજીને જે વિચરે નિઃસ્પૃહી રહી
અહંતા મમતા છોડી, તેને શાંતિ મળે સહી. ૭૧.
આ છે બ્રાહ્મી સ્થિતિ, એમાં કોઈ ને મોહ ના થતો;
છેલ્લી ઘડી સુધી એમાં ટકે તે મોક્ષ પામતો. ૭૨.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમાં શ્રી કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં સાંખ્યયોગ નામનો બીજો અધ્યાય પૂરો થયો.

# तृतीयोऽध्यायः

अर्जुन उवाच ।

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥१॥
व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥

श्रीभगवानुवाच ।

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥३॥
न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥४॥
नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥५॥
कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६॥
यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥
नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिध्येदकर्मणः ॥८॥
यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥९॥
सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥१०॥
देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥११॥

# અધ્યાય ત્રીજો

અર્જુન બોલ્યો—

કર્મથી સમતા સારી એવું જો માનતા તમે,
તો પછી યુદ્ધના ઘોર કર્મે શેં પ્રેરતા મને? ૧.
ભળતી વાતથી જાણે મુઝવો બુદ્ધિ માહરી,
માટે એક કહો નક્કી, મારું કલ્યાણ જે થકી. ૨.

શ્રી ભગવાન બોલ્યા—

આ લોકે મોક્ષ બે રીતે મળે પ્હેલાં કહ્યું તને,
જ્ઞાનયોગથી સાંખ્યોને, કર્મયોગથી યોગીને. ૩.
કોઈ કર્મો ન આરંભે તેથી નૈષ્કર્મ્ય ના મળે,
કર્મોના ત્યાગથી માત્ર કોઈને સિદ્ધિ ના મળે. ૪.
રહી શકે ન કો એકે ક્ષણ કામ કર્યા વિના,
ગુણો પ્રકૃતિના એને પરાણે એ કરાવતા. ૫.
કર્મેન્દ્રિયો વશે રાખી મનમાં જે સ્મર્યા કરે
વિષયો ઈન્દ્રિયોનાને, દંભી તે મૂઢને કહે. ૬.
મનથી ઈન્દ્રિયોને જે રાખીને વશ આચરે
કર્મેન્દ્રિયે કર્મયોગ, તે અનાસક્ત શ્રેષ્ઠ છે. ૭.
નિર્મેલું કર તું કર્મ, છોડયાથી કરવું ભલું,
કામ છોડયે થશે તારા ગુજરાને ન દેહનું. ૮.
બાંધે આ લોકને કર્મ યજ્ઞકર્મ શિવાયનાં,
કર તું યજ્ઞકર્મો યે છોડીને ફલકામના. ૯.
યજ્ઞ સાથે રચી સૃષ્ટિ પ્હેલાં બ્રહ્મા વદ્યા "તમો
"યજ્ઞથી વધશો, યજ્ઞ તમારી કામધેનુ હો. ૧૦.
"દેવોને યજ્ઞથી રીઝ્વો, તમને દેવ રીઝવો,
"રીઝવી એકબીજાને મહા કલ્યાણ પામશો. ૧૧.

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥१२॥
यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥१३॥
अन्नाद्भवंति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥१४॥
कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥
एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥१६॥
*यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।*
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥
नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥१८॥
तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥१९॥
कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥२०॥
यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥२१॥
न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥२२॥
यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥२३॥
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥२४॥

" યજ્ઞરીઝયા સુરો ભોગો તમોને ઇષ્ટ આપશે,
" દેવનું દેવને દીધા વિના ખાનાર ચોર છે. " ૧૨.
વધેલું યજ્ઞનું ખાતા તે બધાં પાપથી છૂટે;
પોતાનું ભરવા પેટ રાંધે, તે પાપ ખાય છે. ૧૩.
અન્નથી પ્રાણીઓ જન્મે, પાકતું અન્ન વૃષ્ટિથી,
વરસે યજ્ઞથી વૃષ્ટિ, સંભવે યજ્ઞ કર્મથી. ૧૪.
કર્મ પ્રકૃતિમાંથી ને પ્રકૃતિ બ્રહ્મથી થઈ,
એ રીતે વ્યાપક બ્રહ્મ યજ્ઞમાંહી રહ્યું વસી. ૧૫.
ચલાવ્યું આમ જે ચક્ર, તેને જે ન ચલાવતો,
પાપી ને વિષયી તે તો નકામું, પાર્થ, જીવતો. ૧૬.
આત્મામાં રમતો જે, ને આત્માથી તૃપ્તિ જેહને,
આત્મામાં જ સુસંતુષ્ટ, ન કૈં કર્તવ્ય તેહને. ૧૭.
કરે કે ન કરે એમાં એને સ્વાર્થ નથી કશો,
કોઇ યે પ્રાણી પાસેથી એને સ્વાર્થ ન સાધવો. ૧૮.
માટે આસક્તિ છોડીને કર્તવ્ય કર તું સદા,
છોડી આસક્તિ કર્તવ્ય કરે તે મોક્ષ પામતા. ૧૯.
જનકાદિ થયા સિદ્ધ કર્મથી જ, ઉગારવા
લોકને નાશમાંથી યે છાજે કર્તવ્ય પાળવાં. ૨૦.
મોટા જે કરતા તે જ કરે લોક બીજા બધા,
મોટા જે કૈં ચીલો પાડે, તે ચીલે લોક ચાલતા. ૨૧.
ત્રણે લોકે નથી, પાર્થ, મારે કૈં કરવાપણું,
નથી મેળવવાનું કૈં, છતાં કર્મ કર્યા કરું. ૨૨.
છોડી આળસ જો મારું કર્મ હું ન કર્યા કરું,
તો લોકો પગલે મારે ચાલે સર્વ રીતે સહુ. ૨૩.
જો ન કર્મ કરું હું તો પામે વિનાશ લોક આ,
વર્તે અંધેર હું લીધે, પામે નાશ બધી પ્રજા. ૨૪.

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥२५॥
न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६॥
प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥२७॥
तत्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥२८॥
प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत् ॥२९॥
मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥३०॥
ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः ।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥३१॥
ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठन्ति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥३२॥
सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥३३॥
इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥३४॥
श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५॥

अर्जुन उवाच ।

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥३६॥

આસક્તિથી કરે કર્મ અજ્ઞાની, તેમ છોડીને
આસક્તિ કરવાં કર્મ જ્ઞાની લોકહિતાર્થીએ. ૨૫.
અજ્ઞાની કર્મસંગીની બુદ્ધિને ન ભમાવવી,
જોડે એને બધાં કર્મે જ્ઞાની નિષ્કામ કર્મથી. ૨૬.
કરાતાં કર્મ સર્વાંશે ગુણોથી પ્રકૃતિ તણા,
છતાં ગાંડા અહંતાથી 'હું કરું' એમ માનતા. ૨૭.
પણ જે ગુણકર્મોને* પોતાથી ભિન્ન જાણતો,
ઇન્દ્રિયો વિષયે ખેલે એમાં આસક્ત ના થતો. ૨૮.
પ્રકૃતિના ગુણે મોહ્યા, આસક્ત ગુણકર્મમાં,
અધૂરા મંદબુદ્ધિને જ્ઞાનીએ ન ચળાવવા. ૨૯.
મને સુનીમની જેમ કર્મોનું ભરણું ભરી,
ફલાશા મમતા શોક છોડી, તું યુદ્ધ લે લડી. ૩૦.
અદેખાઇ તજી મારો શ્રદ્ધાથી આચરે સદા
મત આ, કર્મ ના કોઇ તેમને પણ બાંધતાં. ૩૧.
પણ, તું જાણ, જે મારો મત ના આચરે જ આ,
અદેખા સાવ અજ્ઞાની અવિવેકી મૂઆ પડ્યા. ૩૨.
પ્રાણીઓ વર્તતાં જાતિસ્વભાવ અનુસાર, ને
જ્ઞાની યે વર્તતો એમ, બળાત્કારથી શું વળે ? ૩૩.
ઇન્દ્રિયોને રહે રાગદ્વેષ સ્વવિષયો વિષે,
ન થવું વશ એ બેને, એ બંને વાટપાડુ છે. ૩૪.
પરધર્મ સહેલાથી સ્વધર્મ અઘરો રૂડો,
સ્વધર્મે મરવું સારું, પરધર્મે ઘણા ભયો. ૩૫.

અર્જુન બોલ્યો—

ત્યારે જાણે અનિચ્છાએ બળાત્કારે જનો કરે
પાપ પ્રેરાઇ કોનાથી, કૃષ્ણ, તે મુજને કહે. ૩૬.

श्रीभगवानुवाच ।

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥३७॥
धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥३८॥
आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥३९॥
इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥४०॥
तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥
इन्द्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥४२॥
एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥३॥

શ્રી ભગવાન બોલ્યા—

કામ એ ક્રોધ એ મોટો પાપી ને અકરાંતિયો
રજોગુણ થકી જન્મે, એને દુશ્મન જાણવો. ૩૭.
ઘેરાયે ધૂમથી અગ્નિ, મેલથી આટલું યથા,
ઓરથી ગર્ભ, ઘેરાતું એ બેથી તેમ જ્ઞાન આ. ૩૮.
કામ છે રોજનો શત્રુ, અગ્નિ જેવો ભૂખ્યો સદા,
શત્રુ કામરૂપી ઘેરે જ્ઞાનને, પાર્થ, જ્ઞાનીના. ૩૯.
ઇન્દ્રિયો, મન ને બુદ્ધિ એ કિલ્લો કામનો કહ્યો,
ત્યાં રહી જ્ઞાનને ઘેરી આત્માને એ ફસાવતો. ૪૦.
માટે નિયમમાં રાખી પહેલાં ઇન્દ્રિયો સહુ,
જ્ઞાનવિજ્ઞાનશત્રુ એ પાપીને કર ઠાર તું. ૪૧.
દેહથી પર ઇન્દ્રિયો, પર ઇન્દ્રિયથી મન,
મનથી પર બુદ્ધિ, ને આત્મા છે બુદ્ધિથી પર. ૪૨.
આત્માને ઓળખી આમ, આત્માથી મારીને મન,
કામરૂપી છુપાયેલા શત્રુને હણ, અર્જુન. ૪૩.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદ્માં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમાં શ્રી કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં કર્મયોગ નામનો ત્રીજો અધ્યાય પૂરો થયો.

# चतुर्थोऽध्यायः

श्रीभगवानुवाच ।

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥१॥
एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥२॥
स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥३॥

अर्जुन उवाच ।

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥४॥

श्रीभगवानुवाच ।

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥५॥
अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥६॥
यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥७॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥८॥
जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥९॥
वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥१०॥

# અધ્યાય ચોથો

શ્રી ભગવાન બોલ્યા—

કર્મયોગ અનાશી આ સૂર્યને મેં કહ્યો હતો,
કહ્યો સૂર્યે મનુને તે, મનુ ઇક્ષ્વાકુને કહ્યો. ૧.
પેઢીઉતાર આ યોગ જાણતા રાજવી બધા,
જતાં કાળ થયો નષ્ટ અહીંથી કર્મયોગ આ. ૨.
મારો ભક્ત અને મિત્ર તું, તેથી મેં કહ્યો તને
કર્મયોગ જ એ આજ, છે ઉત્તમ રહસ્ય એ. ૩.

અર્જુન બોલ્યો—

પહેલાં સૂર્યનો જન્મ, તમારો જન્મ તો પછી,
તમે પ્હેલાં કહ્યું'તું એ શી રીતે વાત માનવી? ૪.

શ્રી ભગવાન બોલ્યા—

મારા ને તાહરા જન્મો અનેકાનેક થૈ ગયા;
જાણું હું, નવ જાણે તું એ બધા જન્મ આપણા. ૫.
અજન્મા અવિનાશી ને જો કે હું જગનો પ્રભુ,
લઇ આશ્રય માયાનો માયાથી નિજ જન્મું હું. ૬.
જ્યારે જ્યારે ઘટે ધર્મ ને અધર્મ વધી પડે,
ત્યારે ત્યારે, મહાબાહુ, અવતાર લઉં જગે. ૭.
સારાની કરવા રક્ષા, દુષ્ટોને દંડવા અને
ધર્મને સ્થાપવા લેતો અવતાર યુગે યુગે. ૮.
જન્મ ને કર્મનું મારાં જાણે દિવ્ય રહસ્ય એ,
તે મરી ન ફરી જન્મે, પાર્થ, તે પામતા મને. ૯.
છોડી રાગ ભય ક્રોધ, ધ્યાનમાં શરણે મમ
રહી, જ્ઞાનતપે શુદ્ધ થૈ ઘણા થાય હુંમય. ૧૦.

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥११॥
कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥१२॥
चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥१३॥
न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥१४॥
एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥१५॥
किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१६॥
कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥१७॥
कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥१८॥
यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥१९॥
त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥२०॥
निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥२१॥
यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥२२॥
गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥२३॥

જે રૂપે જે મને સેવે તેને તે જ રૂપે મળું,
બધા યે પંથથી લોકો મારા માર્ગે ચઢે સહુ. ૧૧.
મનુષ્યલોકમાં સિદ્ધિ કર્મથી થાય સત્વરા,
તેથી સિદ્ધિ તણી આશે દેવોને સહુ પૂજતા. ૧૨.
ધોરણે ગુણકર્મોના રચ્યા છે ચાર વર્ણ મેં,
છતાં હું છું અનાશી ને અકર્તા એમ જાણજે. ૧૩.
જાણે જે કે મને કર્મો ન લેપે, ને નથી તમા
કર્મનાં ફળની મારે, કર્મો તેને ન બાંધતાં. ૧૪.
આમ જાણી મુમુક્ષુ યે પૂર્વે કર્મ કરી ગયા,
માટે તું પૂર્વજો પેઠે ફક્ત કર્મ કર્યે જ જા. ૧૫.
શાણા યે સમજે ના કે કર્મ શું ને અકર્મ શું,
જાણી તું પાપથી છૂટે કર્મ તે સમજાવું હું. ૧૬.
કોને કર્મ કહેવાય, શું વિકર્મ, અકર્મ શું,
જાણવો મર્મ એ છાજે, રહસ્ય કર્મનું ઊંડું. ૧૭.
અકર્મ કર્મમાં દેખે, અકર્મે કર્મ જે જુએ,
તે જ્ઞાની લોકમાં યોગી સર્વ કર્મ કરી શકે. ૧૮.
નથી એકે પ્રવૃત્તિમાં ફલેચ્છા, કર્મ સૌ બળે
તેનાં જ્ઞાનાગ્નિથી, જ્ઞાની કહે 'પંડિત' તેહને. ૧૯.
છોડી કર્મ ફલાસક્તિ, સદા સંતુષ્ટ સ્વાશ્રયી
કર્મો કર્યા કરે તો યે કાંઈ તે કરતો નથી. ૨૦.
તન મન વશે રાખી, ઇચ્છા સંગ્રહ છોડીને
દેહથી જ કરે કર્મ, લાગે પાપ ન તેહને. ૨૧.
વણઇચ્છયું મળ્યે તુષ્ટ, દ્વંદ્વો ને દ્વેષથી પર,
સમ સિદ્ધિઅસિદ્ધિમાં, ન તેને કર્મ બંધન. ૨૨.
અનાસક્ત અને મુક્ત જ્ઞાનમાં નિષ્ઠ જે જન,
યજ્ઞાર્થે જે કરે કર્મ, તે બધું પામતું લય. ૨૩.

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥२४॥
दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥२५॥
श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥२६॥
सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥२७॥
द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥२८॥
अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥२९॥
अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥३०॥
यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥३१॥
एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥३२॥
श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥
तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥३४॥
यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥३५॥
अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥३६॥

યજ્ઞમાંહી ક્રિયા, દ્રવ્ય, અગ્નિ, હોતાદિ* બ્રહ્મ છે;
કર્મને બ્રહ્મ જે જાણે તે તો બ્રહ્મ જ મેળવે. ૨૪.
દેવોનાં પૂજનો રૂપી યજ્ઞ યોગી કરે બીજા,
યોગી બ્રહ્માગ્નિમાં બીજા યજ્ઞથી યજ્ઞ હોમતા. ૨૫.
હોમે સર્વેન્દ્રિયોને તો બીજા સંયમઅગ્નિમાં,
વિષયો પાંચને બીજા હોમે ઈન્દ્રિયઅગ્નિમાં. ૨૬.
જ્ઞાનથી પ્રગટાવેલા આત્મસંયમઅગ્નિમાં
બીજા હોમે બધાં કર્મો પ્રાણ ને ઇન્દ્રિયો તણાં. ૨૭.
દ્રવ્યથી, તપથી, રાજયોગથી, વેદપાઠથી,
જ્ઞાનથી કરતા યજ્ઞો યતિ ઉગ્ર વ્રતો ધરી. ૨૮.
પ્રાણાયામમહીં મસ્ત હોમે પ્રાણ અપાનમાં,
પ્રાણે અપાનને, પ્રાણઅપાનગતિ રોકતા. ૨૯.
ખાવામાં સંયમી બીજા પ્રાણમાં પ્રાણ હોમતા;
એ બધા યજ્ઞના જ્ઞાની તપથી પાપ ફેડતા,
સુધાશો યજ્ઞનો શેષ ખાય તે બ્રહ્મ પામતા,
ન કરે યજ્ઞ તેને ના લોક આ, પરલોક શા! ૩૦,૩૧.
બ્રહ્મના મુખમાં એવા બહુ યજ્ઞો થયા કરે,
એ બધા કર્મથી થાય જાણી મોક્ષ તને મળે. ૩૨.
સર્વ કર્મ કરી અંતે જવાનું બ્રહ્મજ્ઞાનમાં,
દ્રવ્યના યજ્ઞથી તેથી જ્ઞાનના યજ્ઞ છે રૂડા. ૩૩.
પ્રણામ, પ્રશ્ન, સેવાથી જાણી લે બ્રહ્મજ્ઞાન તે,
બ્રહ્મજ્ઞાન તને જ્ઞાની તત્ત્વદર્શી ભણાવશે. ૩૪.
એ જાણ્યાથી ફરી આવો થશે મોહ નહિ તને,
તારામાં તેમ મારામાં જોશે તું ભૂતમાત્રને. ૩૫.
હોય તું સર્વ પાપીમાં સૌથી પાપી કદી, છતાં
જ્ઞાનરૂપી જ નૌકાથી રહેશે પાપ સૌ જતાં. ૩૬.

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥३७॥

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥३८॥

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥३९॥

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०॥

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥४१॥

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥४२॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे ज्ञानकर्मसंन्यासयोगो नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

બળતો અગ્નિ કાષ્ઠોને ભસ્મીભૂત કરે યથા,
જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને ભસ્મીભૂત કરે તથા. ૩૭.
નથી કે જ્ઞાનના જેવું બીજું પવિત્ર આ જગે,
યોગમાં સિદ્ધ થૈ, કાળે જ્ઞાન પોતાનું તે કરે. ૩૮.
શ્રદ્ધાળુ જ્ઞાનમાં લીન સંયમી જ્ઞાન મેળવે,
જ્ઞાન મેળવતાં વેંત શાંતિ પરમ મેળવે. ૩૯.
અજ્ઞાની ને અશ્રદ્ધાળુ ને વ્હેમી નાશ પામતો,
વ્હેમી માટે ન આ લોક પરલોક અને સુખો. ૪૦.
તજે જે યોગથી કર્મ, જે છેદે વ્હેમ જ્ઞાનથી,
પાર્થ, તે આત્મજ્ઞાનીને કર્મ બાંધી શકે નહિ. ૪૧.
માટે અજ્ઞાનથી થાતો મનનો વ્હેમ જ્ઞાનના
ખડ્ગથી કાપી થા ઊભો, કર્મયોગ કર્યે જ જા. ૪૨.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ) યોગશાસ્ત્રમાં શ્રી કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં જ્ઞાનકર્મ-સંન્યાસયોગ નામનો ચોથો અધ્યાય પૂરો થયો.

# पञ्चमोऽध्यायः

अर्जुन उवाच ।

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥१॥

श्रीभगवानुवाच ।

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥२॥
ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वंद्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥३॥
सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥४॥
यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥५॥
संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥६॥
योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥७॥
नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपञ्श्वसन् ॥८॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥९॥
ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥१०॥
कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।
योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥११॥

# અધ્યાય પાંચમો

અર્જુન બોલ્યો—

કહો છો કર્મસંન્યાસ, કર્મયોગ વળી કહો,
બેમાંથી છે કયું સારું? કરી નક્કી મને કહો. ૧.

શ્રી ભગવાન બોલ્યા—

કર્મસંન્યાસ ને કર્મયોગ બે મોક્ષ આપતા,
કર્મસંન્યાસથી સારો કર્મયોગ જ બેઉમાં. ૨.
ન જેને દ્વેષ ને ઈચ્છા, નિત્યસંન્યાસી જાણ તે,
દ્વંદ્વોથી પર જે હોય, છૂટે બંધનથી સુખે. ૩.
જ્ઞાન, યોગ* જુદા એવું મૂર્ખ બોલે, ન પંડિતો,
એકે જે આચરે પૂરું, તે બેનું ફળ પામતો. ૪.
જ્ઞાનીઓ પદ જે પામે, પામે તે કર્મયોગી યે,
જ્ઞાન ને યોગને એક જે જુએ તે ખરું જુએ. ૫.
કર્મયોગ વિના તો છે કર્મસંન્યાસ દુર્લભ,
કર્મયોગી મુનિ પામે પરબ્રહ્મ સુસત્વર. ૬.
સમ, શુદ્ધ કરે ચિત્ત, જે જીતે મન ઇન્દ્રિયો,
કર્યા છતાં ન લેપાતો આત્મવત્ જે ગણે ભૂતો. ૭.
જોય, સુણે, સ્પર્શે*, સૂંઘે, ખાય, જાય, ઊંઘે, શ્વસે,*
બોલે, કાઢે મળો, ઝાલે, આંખ ખોલે મીંચે છતાં
ઇન્દ્રિયો વિષયે એવે માની, એવું જ માનવું
તત્ત્વજ્ઞ કર્મયોગીએ 'નથી હું કરતો કશું.' ૮,૯.
બ્રહ્માર્પણ કરી કર્મો, છોડી આસક્તિ જે કરે,
પદ્મપત્ર જળે જેમ, અલિપ્ત પાપથી રહે. ૧૦.
એકલાં મન ને દેહ બુદ્ધિ ને ઇન્દ્રિયો વડે
શુદ્ધિ કાજ કરે કર્મ યોગી આસક્તિ છોડીને. ૧૧.

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥१२॥
सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥१३॥
न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४॥
नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥१५॥
ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥१६॥
तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छंत्यपुनरावृत्ति ज्ञाननिर्धूतकल्मषाः ॥१७॥
विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥१८॥
इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः ॥१९॥
न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद् ब्रह्मणि स्थितः ॥२०॥
बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥२१॥
ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥२२॥
शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥२३॥
योऽतःसुखोऽतरारामस्तथांतर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥२४॥

કર્મફલ તજી યોગી શાંતિ પરમ પામતો,
બંધાય છે ફલાસક્ત વાસનાથી અયોગી તો. ૧૨.

રહે છે સંયમી આત્મા નિરાંતે આ શરીરમાં,
છોડીને મનથી કર્મો, કર્યા કે કારવ્યા વિના. ૧૩.

ન સર્જે પ્રભુ લોકોનાં કર્મો, કર્તાપણું અને
કર્મ ને ફળનો મેળ; પ્રકૃતિ એ બધું કરે. ૧૪.

કોઇનું પાપ કે પુણ્ય પ્રભુ માથે ન વ્હોરતો,
અજ્ઞાને જ્ઞાન ઘેરાયું તેથી મુઝાય પ્રાણીઓ. ૧૫.

જેનું અજ્ઞાન તો આત્મજ્ઞાનથી નાશ પામિયું,
તેના સૂર્યસમા જ્ઞાને થાય દર્શન બ્રહ્મનું. ૧૬.

જ્ઞાનમાં મન ને બુદ્ધિ, નિષ્ઠા ને લક્ષ રાખતા,
જ્ઞાનથી પાપને ધોતા, તે ફરી નહિ જન્મતા. ૧૭.
વિદ્યાવિનયવાળો જે બ્રાહ્મણ, ગાય, હાથી, ને
શ્વાન, ચંડાળ એ સૌ યે જ્ઞાનીને સરખા દીસે. ૧૮.
જીવતાં જ મળે મોક્ષ જેમનું મન છે સમ,
રહે તે બ્રહ્મમાં, હોઇ બ્રહ્મ નિર્દોષ ને સમ. ૧૯.
બ્રહ્મજ્ઞાની, સ્થિતપ્રજ્ઞ, નિર્મોહી, બ્રહ્મરૂપ જે,
ન રાચે ઇષ્ટ પામ્યાથી, અનિષ્ટ ન દુભાય તે. ૨૦.
લપટાય ન ભોગોમાં તે બ્રહ્માનંદ મેળવે,
રહે જે બ્રહ્મમાં મસ્ત, પામે સુખ અખૂટ તે. ૨૧.
આવે ને જાય એવાં છે ઇન્દ્રિયોથી થતાં સુખો,
ભર્યું એમાં નર્યું દુઃખ, એમાં શાણો ન રાચતો. ૨૨.
કામ ને ક્રોધનો વેગ આ દેહ પડતા સુધી
જીવતાં જીરવે જેહ, તે યોગી, તે ખરો સુખી. ૨૩.
આનંદ, શાંતિ ને જ્ઞાન જેના અંતરમાં વસે,
બ્રહ્મરૂપ જ તે યોગી બ્રહ્મમાં મોક્ષ મેળવે. ૨૪.

लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥२५॥

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥२६॥

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥२७॥

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥२८॥

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥२९॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन
संवादे सन्यासयोगो नाम पंचमोऽध्यायः ॥५॥

જેને અભેદ સર્વત્ર, રાચતા જીવમાત્રના
હિતે, નિષ્પાપ તે યોગી સંયમી મોક્ષ પામતા. ૨૫.
કામ ક્રોધ નથી જેને, મન છે વશ જેમને,
એવા એ આત્મજ્ઞાનીને બધે મોક્ષ જ મોક્ષ છે. ૨૬.
તજી ભોગો, ભવાં બેની વચમાં આંખ ઠેરવી,
નાકમાં ફરતા પ્રાણ અપાન સરખા કરી,
ઈન્દ્રિયો, મન, બુદ્ધિને રોકે, મોક્ષપરાયણ
છોડે ઇચ્છા ભય ક્રોધ જે, તે મુક્ત સદા નર. ૨૭,૨૮.
યજ્ઞ ને તપ હું માણું, હું પ્રભુ સર્વ લોકનો,
મિત્ર હું સર્વ જીવોનો, જાણે તે શાંતિ પામતો. ૨૯.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમાં શ્રી કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં સંન્યાસયોગ નામનો પાંચમો અધ્યાય પૂરો થયો.

# षष्ठोऽध्यायः

श्रीभगवानुवाच ।

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ १ ॥
यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥
आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥
यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥
उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥
बंधुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥
जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥
ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ ८ ॥
सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥
योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥
शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥
तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥

# અધ્યાય છઠ્ઠો.

શ્રી ભગવાન બોલ્યા—

ફલેચ્છા છોડી જે કર્મ કરે શાસ્ત્રોક્ત, યોગી તે,
સંન્યાસી પણ તે; ના જે યજ્ઞ ને કર્મ છોડી દે. ૧.
કહે સંન્યાસ જેને તે કર્મયોગ તું જાણજે,
ન તજે જે ફલાશા, તે કર્મયોગી ન થૈ શકે. ૨.
કર્મયોગી થનારાને કર્મથી સમતા મળે,
કર્મયોગી થયેલાને સમતા કર્મ કારવે. ૩.
વિષયોમાં અને કર્મોમાં અનાસક્ત જે રહે
બધા સંકલ્પ છોડીને, યોગારૂઢ ગણાય છે. ૪.
પોતે ઉદ્ધાર પોતાનો કરવો, ન અધોગતિ;
પોતાનો મિત્ર કે શત્રુ સદા પોતે જ છે નકી. ૫.
પોતાનો મિત્ર પોતે છે, જેણે જ્ઞાને જીત્યું મન;
પોતાના શત્રુશો વર્તે, જેણે જીત્યું નથી મન. ૬.
મનને જીતનારો ને શાંત આત્મા રહે સમ
ટાઢે, તાપે, સુખે, દુ:ખે, માન ને અપમાનમાં. ૭.
જ્ઞાનવિજ્ઞાનથી તૃપ્ત અવિકારી વશી ગણે
માટી, પત્થર, સોનાને સમ, સિદ્ધ ગણાય તે. ૮.
મિત્ર, શત્રુ, સગાં, સ્નેહી, તટસ્થ, સંત, દુષ્ટને
જુએ સમાન ભાવે જે, નર તે સર્વશ્રેષ્ઠ છે. ૯.
ચિત્ત આત્મા વશે રાખી, આશા સંગ્રહ છોડીને,
એકાંતે એકલા નિત્ય કરવો યોગ યોગીએ. ૧૦.
શુદ્ધ સ્થળે ક્રમે દર્ભ,
સ્થિર આસન સ્થાપીને ન
બેસવું આસને રોકી
એકાગ્ર મનથી ચિત્તશુદ્ધિ

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥१३॥
प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४॥
युंजन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।
शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥१५॥
नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥१६॥
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥१७॥
यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥१८॥
यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥१९॥
यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति ॥२०॥
सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥२१॥
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन् स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥२२॥
तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥२३॥
संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥२४॥
शनैः शनैरुपरमेद् बुद्धया धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥२५॥

સ્થિર રાખી સીધાં કાયા માથું ડોક, સ્વનાકને
ટેરવે ઠેરવી દૃષ્ટિ, આમતેમ ન જોઇને,
શાંત નિર્ભય ને બ્રહ્મચારી રાખી વશે મન,
મારામાં ચિત્ત જોડીને બેસવું ધ્યાનમાં મમ. ૧૩,૧૪.
આમ નિત્ય કરી યોગ યોગી જે મન મારતો,
મદ્રૂપ થઈ જવાની મોક્ષદા શાંતિ પામતો. ૧૫.
બહુ ખાનારને, સાવ ભૂખ્યાને, ને અઘોરીને,
સાવ ના ઊંઘનારાને યોગ સિદ્ધ ન થાય છે. ૧૬.
આહારે ને વિહારે જે, હાલવે ચાલવે, ઊંઘે
જાગવે જાળવે માપ, યોગ તેનાં દુઃખો હરે. ૧૭.
વશમાં રાખિયું ચિત્ત આત્મામાં જ ઠરી રહે,
ન તમા કોઈ ઈચ્છાની, ત્યારે 'યુક્ત' ગણાય તે. ૧૮.
બંધિયાર જગામાંહી દીપજ્યોત હલે નહિ,
બ્રહ્મમાં જીવ જોડે તે યોગી તેમ ડગે નહિ. ૧૯.
યોગાભ્યાસ વડે રોક્યું ચિત્ત જ્યાં શાંત થાય છે,
આત્માથી આત્મમાં આત્મા જોતો સંતુષ્ટ જ્યાં રહે,
બુદ્ધિનું ઇન્દ્રિયાતીત અખંડ સુખ જ્યાં મળે,
જેમાં રહેલ યોગી તો તત્ત્વથી ન કદી ચળે,
પામ્યાથી જે સ્થિતિ બીજા લાભ સૌ તુચ્છ લાગતા,
જેમાં રહેલને ભારે દુઃખો યે ન ચળાવતાં,
જરા યે જ્યાં નથી દુઃખ તે સ્થિતિ યોગ નામની
જાણ, પ્રફુલ્લ ચિત્તે તે યોગ આચરવો નકી. ૨૦થી૨૩.
સંકલ્પથી થતી ઈચ્છા બધી છોડી પૂરેપૂરી,
મનથી જ બધેથી યે રોકીને ઇન્દ્રિયો બધી,
ધીર બુદ્ધિ વડે ધીમે ધીમે શાંત થતા જવું
આત્મામાં મનને જોડી વિચારે ન ચડી જવું. ૨૪,૨૫.

यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥२६॥
प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥२७॥
युंजन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥२८॥
सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥२९॥
यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३०॥
सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥३१॥
आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥३२॥

अर्जुन उवाच ।

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम् ॥३३॥
चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥३४॥

श्रीभगवानुवाच ।

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥३५॥
असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥३६॥

જ્યાં જ્યાંથી નાસતું લાગે મન ચંચલ અસ્થિર,
ત્યાં ત્યાંથી આંતરી એને આત્માને રાખવું વશ. ૨૬.
શાંતચિત્ત, રજોહીન, અપાપી, બ્રહ્મરૂપ જે
બનેલો હોય તે યોગી સુખ ઉત્તમ મેળવે. ૨૭.
યોગાભ્યાસ કરી આમ સદા નિષ્પાપ યોગી એ
બ્રહ્મપ્રાપ્તિ તણું પામે અનંત સુખ તો સુખે. ૨૮.
યોગાભ્યાસ કરેલાની સમ દૃષ્ટિ બધે રહે,
પોતાને સર્વ સૃષ્ટિમાં, પોતામાં સૃષ્ટિને જુએ. ૨૯.
જે મને સર્વમાં જોતો, મારામાં સર્વ જે જુએ,
નથી હું મટતો તેનો, તે મારો ન કદી મટે. ૩૦.
રહેલા સર્વ સૃષ્ટિમાં મને એકત્વબુદ્ધિએ
ભજે, તે સૌ કરે કર્મ છતાં મારે વિષે વસે. ૩૧.
સુખ કે દુઃખ હો, તો યે જુએ જે સમ દૃષ્ટિથી
પોતાની જેમ સર્વેને, તે યોગી શ્રેષ્ઠ છે નકી. ૩૨.

અર્જુન બોલ્યો—

બુદ્ધિની સમતારૂપી યોગ આ જે કહ્યો તમે,
ચિત્ત ચંચળ હોવાથી યોગ એ ન ટકી શકે. ૩૩.
ચિત્ત ચંચળ તોફાની જબરું મજબૂત છે,
મનને વાયુની જેમ બાંધવું અઘરું દીસે. ૩૪.

શ્રી ભગવાન બોલ્યા—

મન ચંચળ છે ને એ બાંધવું અઘરું ખરે,
છતાં એ ખંતવૈરાગ્યે નકી એકાગ્ર થાય છે. ૩૫.
મન જીત્યા વિના યોગ સાધવો અઘરો દીસે,
ખંતીલો સંયમી સિદ્ધ ઉપાયોથી કરી શકે. ૩૬.

अर्जुन उवाच ।

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥३७॥
कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥३८॥
एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥३९॥

श्रीभगवानुवाच ।

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥४०॥
प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥४१॥
अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥४२॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥४३॥
पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥४४॥
प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥४५॥
तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥४६॥
योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥४७॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ध्यानयोगो नाम षष्ठोऽध्यायः ॥६॥

અર્જુન બોલ્યો—

સંયમે અધૂરા યત્ને શ્રદ્ધાળુ યોગથી ચળે,
યોગસિદ્ધિ ન પામે તે, તેને કેવી ગતિ મળે? ૩૭.
બ્રહ્મમાર્ગે મુઝાયેલો અસ્થિર, છિન્ન મેઘશો
આતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ નાશ તો નથી પામતો? ૩૮.
મારો સંશય આ, કૃષ્ણ, ટાળ સાવ કૃપા કરી,
કોઈ સંશય આ તારા વિના ટાળી શકે નહિ. ૩૯.

શ્રી ભગવાન બોલ્યા—

નથી જ નાશ તેનો તો આ લોકે પરલોકમાં,
કલ્યાણ કરનારાની દુર્ગતિ ન થતી કદા. ૪૦.
લોકે જે પુણ્યશાળીના, ચિર કાળ ત્યહાં રહે,
યોગભ્રષ્ટ પછી જન્મે શુદ્ધ શ્રીમંતને કુળે, ૪૧.
કે જન્મે સમતાવાળા યોગીના કુળને વિષે;
આ લોકે મળવો જન્મ એવો અતિ કઠિન છે. ૪૨.
ત્યાં પાછી સમતા એને પૂર્વ જન્મ તણી મળે,
પામવા યોગસિદ્ધિ તે યત્ન પાછો ફરી કરે. ૪૩.
પરાણે ખેંચતા એને પૂર્વ સંસ્કાર યોગના,
યોગજિજ્ઞાસુ યે કામ્ય કર્મો છોડે જ વેદનાં. ૪૪.
પ્રયત્ન કરતો યોગી પાપમુક્ત થતો થતો,
ઘણા જન્મે થઇ સિદ્ધ પછી તે મોક્ષ પામતો. ૪૫.
યોગી મોટો તપસ્વીથી, જ્ઞાનીથી અદકો તથા,
ને મોટો કર્મકાંડીથી, માટે યોગી તું, પાર્થ, થા. ૪૬.
બધા યે યોગીઓમાંથી શ્રદ્ધાથી જે ભજે મને
મારામાં જીવ જોડીને, યોગી શ્રેષ્ઠ મનાય તે. ૪૭.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમાં શ્રી કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં ધ્યાનયોગ નામનો છઠ્ઠો અધ્યાય પૂરો થયો.

# सप्तमोऽध्यायः

श्रीभगवानुवाच ।

मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥
ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥
मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥
भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥
अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥
एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥
मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥
रसोऽहमप्सु कौंतेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥
पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥
बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥
बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

# અધ્યાય સાતમો

શ્રી ભગવાન બોલ્યા—

મન સોંપી મને, યોગ સાધતાં મુજ આશરે,
સુણ તું શી રીતે નિશ્ચે પૂરો જાણીશ તું મને. ૧.
જ્ઞાન વિજ્ઞાન આ પૂરું કહું છું હું તને હવે,
એ જાણી આ જગે બીજું જાણવા જોગ ના રહે. ૨.
હજારો લોકોમાં કોઈ સિદ્ધિ મેળવવા મથે,
એમાંથી ઓળખે કોઈ સત્ય રૂપે વળી મને. ૩.
પૃથ્વી, અગ્નિ, હવા, પાણી, આકાશ, મન, બુદ્ધિ, ને
અહંકાર મહારી એ માયાના આઠ ભાગ છે. ૪.
અપરા એ; બીજી એથી પ્રકૃતિ છે પરા મમ
જીવરૂપ, નભે જેથી સૃષ્ટિ આ સર્વ, અર્જુન. ૫.
જાણ કે આ બધાં પ્રાણી આ બે પ્રકૃતિથી થતાં,
સર્વ સંસાર કેરું હું મૂળ ને અંત છું તથા. ૬.
બીજું કાંઈ નથી મારા કરતાં ઊંચું, અર્જુન,
મારામાં આ બધું ગાંઠયું દોરામાં મણકા જયમ. ૭.
પાણીમાં રસ હું, તેજ હું સૂર્યચંદ્રમાં, બધા
વેદે ૐ, ગગને શબ્દ, પુરુષોમાં પરાક્રમ. ૮.
પૃથ્વીમાં હું સુગંધિ છું, અગ્નિમાં તેજ જે હું તે,
જીવન સર્વ પ્રાણીમાં, તપ છું તાપસો વિષે. ૯.
સર્વ જીવોનું હું બીજ સનાતન છું, જાણ તું,
બુદ્ધિશાળી તણી બુદ્ધિ, તેજસ્વીનું હું તેજ છું. ૧૦.
કામરાગ વિનાનું હું બળ છું બળવંતનું,
ધર્મનો અવિરોધી જે જીવોમાં કામ તે હું છું. ૧૧.

ये चैव सात्विका भावा राजसास्तामसाश्च ये।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥
त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत्।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३॥
दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥१४॥
न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥१५॥
चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥१६॥
तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७॥
उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम्।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥१८॥
बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥१९॥
कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥२०॥
यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१॥
स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥२२॥
अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम्।
देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥२३॥
अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः।
परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥२४॥

પદાર્થો નીપજેલા છે સત્ત્વરજતમોમય
મારામાંથી જ; મારામાં તે છે; તેમાં હું છું નહિ. ૧૨.
ગુણમય પદાર્થોમાં ફસેલું આ બધું જગ
મને ન શકતું જાણી ગુણોથી પર અવ્યય. ૧૩.
આ મારી ત્રિગુણા દૈવી માયા દુસ્તર છે ખરી,
મારું જ શરણું લે જે, માયાને જાય એ તરી. ૧૪.
ગુમાવી જ્ઞાન માયાથી, રાખીને બુદ્ધિ આસુરી,
દુષ્કર્મી મૂર્ખ ને નીચ મારું શરણ લે નહિ. ૧૫.
ચાર પ્રકારના લોક સદાચારી મને ભજે:
દુ:ખી, જિજ્ઞાસુ, દ્રવ્યાર્થી, જ્ઞાની, અર્જુન, આ જગે. ૧૬.
ચારેમાં શ્રેષ્ઠ છે જ્ઞાની મારો ભક્ત સદા સમ,
જ્ઞાનીને હું ઘણો વ્હાલો, જ્ઞાની વ્હાલો મને ત્યમ. ૧૭.
ચારે સારા છતાં જ્ઞાની એ તો હું જ છું, કેમકે
સર્વોત્તમ ગતિ માની ભજે મને જ સિદ્ધ તે. ૧૮.
પામે છે મુજને જ્ઞાની ઘણા જન્મો પછી પણ,
કૃષ્ણરૂપ બધું દેખે તે મહાત્મા સુદુર્લભ. ૧૯.
વાસનામાં ભૂલી ભાન, તે તે નિયમ પાળતા,
જાતિ સ્વભાવથી લોકો દેવોને પૂજતા બીજા. ૨૦.
જે જે ભક્ત પૂજા ઇચ્છે શ્રદ્ધાથી જે સ્વરૂપની,
કરું છું તે જ શ્રદ્ધાને દૃઢ તે તે હું ભક્તની. ૨૧.
શ્રદ્ધાથી તે પછી ભક્ત આરાધે તે સ્વરૂપને,
ને પછી મેં જ નિર્મેલાં ઇચ્છેલાં ફળ મેળવે. ૨૨.
એ અલ્પ બુદ્ધિવાળાને વિનાશી ફળ તો મળે,
દેવોના ભક્તને દેવો મળે, હું મુજ ભક્તને. ૨૩.
ન જાણે રૂપ મારું જે પર અવ્યય ઉત્તમ,
અને અવ્યક્તને માને થયેલો વ્યક્ત તે મૂઢ. ૨૪.

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥२५॥

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥२६॥

इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥२७॥

येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥२८॥

जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥२९॥

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥३०॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ज्ञानविज्ञानयोगो नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

છૂપેલા યોગમાયાથી મને ન ઓળખે બધા,
અનાદિ અવિનાશી છું એવું મૂઢ ન જાણતા. ૨૫
જીવો જે થૈ ગયા, થાતા હાલ, ને જે હવે થશે,
ઓળખું તે બધાને હું, કોઈ ના ઓળખે મને. ૨૬.
રાગ ને દ્વેષથી થાતા સુખદુઃખાદિ દ્વંદ્વના
મોહથી જગમાં લોકો પડે છે ભ્રમમાં બધા. ૨૭.
પણ જે લોકનું પાપ નાશ પામે સુકર્મથી,
દ્વંદ્વમોહથી છૂટી તે ભજે મને દૃઢવ્રતી. ૨૮.
આવીને શરણે મારે મથતા મોક્ષ કાજ જે,
જાણે તે બ્રહ્મ, સંપૂર્ણ અધ્યાત્મ, સર્વ કર્મને. ૨૯.
અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ મને લહે,
ઓળખે સમતાયુક્ત અંતકાળે ય તે મને. ૩૦.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમાં શ્રી કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં જ્ઞાનવિજ્ઞાનયોગ નામનો સાતમો અધ્યાય પૂરો થયો.

# अष्टमोऽध्यायः

अर्जुन उवाच ।

किं तद् ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥

श्रीभगवानुवाच ।

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥
अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥
अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ५ ॥
यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥ ६ ॥
तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥
अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥ ८ ॥
कविं पुराणमनुशासितार-
मणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिंत्यरूप-
मादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥

# અધ્યાય આઠમો

અર્જુન બોલ્યો—

કૃષ્ણ, તે બ્રહ્મ શું, ને શું અધ્યાત્મ, વળી કર્મ શું ?
અધિભૂત કહે કોને? અધિદૈવ શાને કહ્યું? १.
આ દેહે કોણ ને કેમ અધિયજ્ઞ? કયી રીતે
તમને અંતકાળે તો જાણવા સંયમી જને? २.

શ્રી ભગવાન બોલ્યા—

અત્યંત અવિનાશી તે બ્રહ્મ, સૂક્ષ્મ સ્વરૂપ તે
અધ્યાત્મ, સૃષ્ટિઉત્પત્તિ કેરો વ્યાપાર કર્મ છે. ३.
સર્વના દેહમાં તત્ત્વ વિનાશી અધિભૂત તે,
અધિદૈવત તે જીવ, હું જ છું અધિયજ્ઞ તે. ४.
અંતકાળે છૂટે દેહ સ્મરતાં સ્મરતાં મને
જેનો, તે પામતો નિશ્ચે મારા મૂળ સ્વરૂપને. ५.
અંતે તે યાદ આવે છે જે રટ્યું જિંદગીભર,
છેલ્લી ક્ષણે સ્મરે જેને, પામે તે રૂપને નર. ६.
માટે સ્મર મને નિત્ય, લડી લે યુદ્ધ તું અને
મન બુદ્ધિ મને સોંપી, નક્કી પામીશ તું મને. ७.
યોગાભ્યાસથી એકાગ્ર ચિત્તથી જે સ્મરે જન
પુરુષોત્તમને દિવ્ય, તે પામે પુરુષોત્તમ. ८.
પુરાણ, સર્વજ્ઞ, જગન્નિયંતા,
સુસૂક્ષ્મ, આખું જગ પાળતા જે,
અચિંત્ય રૂપે, રવિશા પ્રકાશે,
અજ્ઞાનથી જે પર છે જ તેને

प्रयाणकाले मनसाऽचलेन
भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्
स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥
यदक्षरं वेदविदो वदंति
विशंति यद्यतयो वीतरागाः ।
यदिच्छंतो ब्रह्मचर्यं चरंति
तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥११॥
सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥१२॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१३॥
अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४॥
मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥१५॥
आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥१६॥
सहस्रयुगपर्यंतमहर्यद् ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥१७॥
अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।
रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥१८॥
भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥१९॥
परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥

એકાગ્ર ચિત્તે થઈ ભક્તિલીનો,
  રાખી રૂડા યોગબળે જ પ્રાણ
ભવાં મધ્યે, અંતસમે સ્મરે જે,
  મળે જ તેને પરમાત્મ દિવ્ય. ૯,૧૦.
જેને કહે 'અક્ષર' વેદવેત્તા,
  જેમાં વિરાગી યતિઓ સમાતા,
જે કાજ પાળે વ્રત બ્રહ્મચર્ય,
  સંક્ષેપમાં તે પદ વર્ણવું હું. ૧૧.
ઈન્દ્રિયોનાં રૂંધી દ્વારો, સ્થાપીને હૃદયે મન,
મસ્તકે પ્રાણ રાખીને, સમાધિમાં થઈ સ્થિર,
ૐરૂપી બ્રહ્મનો જાપ જપતાં, સ્મરતાં મને
છોડીને દેહ જે જાય, પામે છે ગતિ શ્રેષ્ઠ તે. ૧૨,૧૩.
સ્મરે સતત જે નિત્ય મને અનન્ય ભાવથી,
એ નિત્યયુક્ત યોગીને મળું છું હું સહેલથી. ૧૪.
સિદ્ધિ ઉત્તમ પામેલા મહાત્માનો મને મળી
દુઃખરૂપ વિનાશી તે પુનર્જન્મ થતો નથી. ૧૫.
બ્રહ્મલોક સુધીનાને ફરીથી જન્મવું પડે,
મને તો પામનારાને ન ફરી જન્મવું પડે. ૧૬.
હજાર યુગનો બ્રહ્મા કેરો દિવસ એક છે,
એવડી રાત જાણે જે, જાણે તે દિનરાતને. ૧૭.
અવ્યક્તેથી બધી વ્યક્ત સૃષ્ટિ જન્મે દિ ઊગતાં,
તે જ અવ્યક્તમાં પાછી સમાયે રાત બેસતાં. ૧૮.
એ ને એ પ્રાણીઓ જન્મીજન્મીને લય પામતાં
પરાણે પડતાં રાત, ને જન્મે દિન ઊગતાં. ૧૯.
છે સનાતન અવ્યક્ત* બીજું અવ્યક્તથી* ઊંચું,
બધી સૃષ્ટિ મરે તો યે એ નથી નાશ પામતું. ૨૦.

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तंते तद्धाम परमं मम ॥२१॥
पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥२२॥
यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥२३॥
अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४॥
धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥२५॥
शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥२६॥
नैते सृती पार्थ जानन् योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥२७॥
वेदेषु यज्ञेषु तपःसु चैव
दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा
योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादेऽक्षरब्रह्मयोगो नामाष्टमोऽध्यायः ॥ ८ ॥

અક્ષર એ જ અવ્યક્ત, તેને શ્રેષ્ઠ ગતિ કહે,
જ્યાંથી કો ન ફરે પાછા, તે મારું શ્રેષ્ઠ ધામ છે. ૨૧.
અનન્ય ભક્તિથી એ તો પરમાત્મા પમાય છે,
એનામાં સર્વ સૃષ્ટિ છે, આ સૌ એણે રચેલ છે. ૨૨.
જે કાળે દેહ છૂટયાથી પામતા યોગી મોક્ષ, ને
સંસારે જન્મતા પાછા, કહું તે કાળ હું તને. ૨૩.
અગ્નિ, જ્વાળા, દહાડો, ને શુક્લ પક્ષ, છ માસ જે
ઉત્તરાયણના તેમાં મરે બ્રહ્મજ્ઞ, મુક્ત તે. ૨૪.
ધુમાડો, રાત, ને કૃષ્ણ પક્ષ, ને દક્ષિણાયને
મરે યોગી, ફરે પાછા સંસારે ચંદ્રલોકથી. ૨૫.
જગે ધોળો અને કાળો એ બે શાશ્વત માર્ગ છે,
પહેલાથી મળે મોક્ષ, બીજાથી ફરી જન્મ લે. ૨૬.
જાણે જે માર્ગ આ બે, તે કોઇ યોગી મુઝાય ના,
તે માટે સઘળા કાળે, પાર્થ, તું યોગયુક્ત થા. ૨૭.
વેદો તણાં, યજ્ઞ તણાં, તપોનાં,
દાનો તણાં પુણ્ય ફળો કહ્યાં જે,
તે સર્વથી થૈ પર જ્ઞાનથી આ
યોગી જતો ઉત્તમ મૂળ ધામે. ૨૮.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમાં શ્રી કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં અક્ષરબ્રહ્મયોગ નામનો આઠમો અધ્યાય પૂરો થયો.

# नवमोऽध्यायः

श्रीभगवानुवाच ।

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१॥
राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥२॥
अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तंते मृत्युसंसारवर्त्मनि ॥३॥
मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥४॥
न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥५॥
यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥६॥
सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥७॥
प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥८॥
न च मां तानि कर्माणि निबध्नंति धनंजय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥९॥
मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनाऽनेन कौंतेय जगद्विपरिवर्तते ॥१०॥
अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥११॥
मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥१२॥

શ્રી ભગવાન બોલ્યા—

ગુહ્યમાં ગુહ્ય જે જ્ઞાન વિજ્ઞાન સહ તે કહું,
તને ગુણજ્ઞને, જેથી પાપથી ઊગરીશ તું. ૧.
વિદ્યાઓમાં રહસ્યોમાં શ્રેષ્ઠ એ જ્ઞાન ઉત્તમ,
પવિત્ર, વ્યવહારુ ને સહેલું ધર્મ્ય અવ્યય. ૨.
શ્રદ્ધા રાખે ન આ ધર્મે, મને તેઓ ન પામતા,
ફરી પાછા પડે જન્મમૃત્યુની ઘટમાળમાં. ૩.
અવ્યક્ત રૂપથી હું છું વ્યાપ્યો સંસારમાં બધે,
મારામાં સર્વ ભૂતો છે, હું નથી તેમને વિષે. ૪.
વળી ભૂતો ન મારામાં, દૈવી માયા તું જો મુજ,
મારો આત્મા સૃજે પાળે સૃષ્ટિ, તે નહિ સૃષ્ટિમાં. ૫.
બધે સંચરતો મોટો વાયુ રોજ નભે ફરે,
સર્વ ભૂત રહે તેમ મારામાં એમ માનજે. ૬.
બ્રહ્માના દિનને અંતે માયામાં મુજ પામતાં
લય ભૂતો બધાં, તેને સર્જું હું દિન ઊગતાં. ૭.
માયામાં લપટાયેલાં સર્વ ભૂતો ફરી ફરી
પરાણે સરજું મારી માયાનો આશરો લઇ. ૮.
પણ તે કર્મમાં હું તો અનાસક્ત તટસ્થ છું,
તેથી મને નથી હોતું, પાર્થ, બંધન કર્મનું. ૯.
હું માથે રહી જન્માવું સૃષ્ટિ સ્થાવર જંગમ
માયા દ્વારા, અને તેથી ચાલે સંસારચક્ર આ. ૧૦.
ન જાણે શ્રેષ્ઠ જે મારા ભૂતેશ્વરસ્વરૂપને,
મને માણસ માનીને ઉવેખે મૂઢ તે મને. ૧૧.
ભ્રષ્ટ ચિત્ત, વૃથા આશા કર્મ ને જ્ઞાન તેમનાં,
રાક્ષસી આસુરી તેઓ સ્વભાવે હોય મોહમાં. ૧૨.

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥१३॥
सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४॥
ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥१५॥
अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥१६॥
पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥१७॥
गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥१८॥
तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥१९॥
त्रैविद्या मां सोमपाः पूतपापा
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ।
ते पुण्यमासाद्य सुरेंद्रलोक-
मश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥२०॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति
एवं त्रयीधर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभंते ॥२१॥
अनन्याश्चिंतयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२२॥
येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥२३॥

દૈવી સ્વભાવના સંતો સૃષ્ટિનું મૂળ અવ્યય
જાણી મને ભજે છે તે મારામાં જ મૂકી મન. ૧૩.
ગુણ મારા સદા ગાતા, યત્નશીલ, દઢ વ્રતે,
નમતા, યુક્ત યોગે તે ઉપાસે ભક્તિથી મને. ૧૪.
વિશ્વવ્યાપી મને બીજા ઉપાસે જ્ઞાનયજ્ઞથી,
અદ્વૈતભાવથી, દ્વૈતભાવથી, બહુ રીતથી. ૧૫.
શ્રૌત ને સ્માર્ત યજ્ઞો હું, સ્વધા હું, હું વનસ્પતિ,
મંત્ર હું, હું જ ઘી છું, ને અગ્નિ હું, હું જ આહુતિ. ૧૬.
જગનો તાત હું, માતા, હું આધાર, પિતામહ,
પવિત્ર જ્ઞેય, ૐકાર, ઋક્ સામ યજુ વેદ હું. ૧૭.
ગતિ, ભર્તા, પ્રભુ, સાક્ષી, નિવાસ, આશરો હું છું,
મિત્ર, જન્મ, સ્થિતિ, નાશ, નિધિ, અવ્યય બીજ હું. ૧૮.
તડકો આપું હું, આપું ને રોકું વરસાદ હું,
હું અમૃત, હું મૃત્યુ છું, અવિનાશી વિનાશી હું. ૧૯.
નિષ્પાપી થૈ સોમ પી સ્વર્ગ જાવા
માગે છે જે કર્મકાંડી જનો સૌ,
તે સ્વર્ગલોકે જઇને પવિત્ર
માણે સુખો દિવ્ય સુરો તણાં ત્યાં. ૨૦.
તે ભોગવી સ્વર્ગ વિશાળ, પાછા
ફરે જગે પુણ્ય ખલાસ થાતાં,
ઇચ્છાભર્યા કર્મઠ લોક એમ
જાઆવના ચક્રમાં ફસાતા. ૨૧.
સેવે અનન્ય ભાવે જે મારું ધ્યાન ધરી મને,
તે યોગયુક્ત લોકોનો વ્યવહાર ચલાવું હું. ૨૨.
બીજા દેવો તણા ભક્તો શ્રદ્ધાથી તેમને પૂજે,
તેઓ જાણે અજાણે યે મને જ ભજતા ખરે. ૨૩.

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥२४॥
यांति देवव्रता देवान् पितृन्यांति पितृव्रताः ।
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् ॥२५॥
पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥२६॥
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥२७॥
शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥२८॥
समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥२९॥
अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥३०॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥३१॥
मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ॥३२॥
किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥३३॥
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥३४॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
राजविद्याराजगुह्ययोगो नाम नवमोऽध्यायः ॥९॥

હું જ છું સર્વ યજ્ઞોનો ભોક્તા સ્વામી, છતાં મને
ન જાણી સત્ય રૂપે એ ચૂકે છે મોક્ષમાર્ગને. ૨૪.

દેવપૂજા વડે દેવ, પિતૃપૂજા વડે પિતૃ,
ભૂતપૂજા વડે ભૂત, મારી પૂજાથી હું મળું. ૨૫.

પત્ર, પુષ્પ, ફળો, પાણી શ્રદ્ધાથી સંયમી મને
અર્પે છે ભક્તિભાવે જે, આનંદે ભોગવું હું તે. ૨૬.

કરે જે તું, તું જે ખાય, યજ્ઞ દાન તું જે કરે,
ને કરે તપ તું જે, તે મને, પાર્થ, સમર્પી દે. ૨૭.

આમ છૂટીશ તું પાપપુણ્યના કર્મબંધથી,
સંન્યાસે સમ થૈ મુક્ત મને પામીશ તું પછી. ૨૮.

સૌ પ્રાણી સરખાં મારે, ન વ્હાલાં અળખામણાં;
પણ જે ભજતા ભાવે મને, તેમાં હું, તે હુંમાં. ૨૯.

કદી અનન્ય ભક્તિથી દુરાચારી ભજે મને,
સારો જ માનવો તેને શુભ નિશ્ચયને લીધે. ૩૦.

એ થતો ઝટ ધર્માત્મા, પામતો શાંતિ કાયમી,
જાણ કે ભક્ત મારાની, પાર્થ, દુર્ગતિ ના થતી. ૩૧.

મારે શરણ આવ્યાથી પામતા, હે ધનંજય,
અંત્યજાદિ, સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો યે ગતિ ઉત્તમ. ૩૨.

તો પછી બ્રાહ્મણો સારા, ક્ષત્રી ભક્તોની વાત શી!
દુઃખરૂપ વિનાશી આ સંસારે લે મને ભજી. ૩૩.

સ્મર ભજ મને પૂજ નમ તું આમ યોગથી,
ને રહે મગ્ન મારામાં, તો પામીશ મને નકી. ૩૪.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમાં શ્રી કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં રાજવિદ્યા-રાજગુહ્યયોગ નામનો નવમો અધ્યાય પૂરો થયો.

# दशमोऽध्यायः

श्रीभगवानुवाच ।

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥१॥

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥२॥

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥३॥

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवो भावो भयं चाभयमेव च ॥४॥

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥५॥

महर्षय सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥६॥

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥७॥

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥८॥

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥९॥

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥१०॥

तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥

# અધ્યાય દસમો

શ્રી ભગવાન બોલ્યા—

વળી મારી, મહાબાહુ, વાત ઉત્તમ સુણ તું,
તને પ્રસન્ન જોઇ હું હિત માટે તને કહું. ૧.
દેવો મહર્ષિઓ મારી ઉત્પત્તિ જાણતા નથી,
કેમ કે સર્વ રીતે હું તેમનું મૂળ છું સહી. ૨.
હું છું અજ, અનાદિ ને ચૌદ લોક તણો ધણી
જાણે તેનો ટળે મોહ, પાપ જાય બધાં ટળી. ૩
બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય અને દમ,
સુખ, દુઃખ અને મૃત્યુ, જન્મ ને ભય, હિંમત,
અહિંસા, સામ્ય, સંતોષ, તપ, દાન અને શમ,
કીર્તિ, અકીર્તિ : એ ભાવો* મારામાંથી જ સૌ થતા. ૪,૫.
સપ્તર્ષિઓ, પહેલાંના ચાર*, ને મનુઓ થયા
મારા સંકલ્પથી, લોકે એમની આ બધી પ્રજા. ૬.
મારાં વિસ્તાર ને શક્તિ કેરું જાણે રહસ્ય આ,
તે પામે સમતા પાકી, એમાં સંદેહ ના જરા. ૭.
સર્વનું મૂળ હું, સર્વ મારામાંથી જ વિસ્તરે,
માનીને એમ શાણાઓ ભાવભીના મને ભજે. ૮.
મારામાં ચિત્ત ને પ્રાણ લગાડી એ પરસ્પર
કરી બોધ કથા મારાં, માણે સંતોષ ને સુખ. ૯.
સદા તન્મય મારામાં ભજે તે પ્રેમથી મને,
તેમને સમતા આપું, તેથી તે પામતા મને. ૧૦.
દયાભાવે જ, બેઠેલો તેમના હૃદયે હરું
તેજસ્વી જ્ઞાનદીવાથી અજ્ઞાનઅંધકાર હું. ૧૧.

अर्जुन उवाच ।

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥१२॥
*आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।*
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥१३॥
सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥१४॥
स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥१५॥
वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥१६॥
कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिंतयन् ।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥१७॥
विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥१८॥

श्रीभगवानुवाच ।

हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे ॥१९॥
अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥२०॥
आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१॥
वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥२२॥
रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३॥

અર્જુન બોલ્યો—

શ્રેષ્ઠ ધામ, પરબ્રહ્મ, સૌથી પવિત્ર આપ છો;
દિવ્ય, વ્યાપક ને આદિ અજ પુરુષ શાશ્વત
કહે છે તમને સર્વ ઋષિ, દેવર્ષિ નારદ,
અસિત, દેવલ, વ્યાસ; તમે પોતે ય એ કહો. ૧૨,૧૩.
માનું છું તે બધું સાચું કહો છો જે તમે મને;
ન જાણે દેવ કે દૈત્યો તમારા વ્યક્ત રૂપને. ૧૪.
ભૂતભાવન, ભૂતેશ, દેવદેવ, જગત્પતે,
મેળે પોતે જ પોતાને જાણો છો, કૃષ્ણજી, તમે. ૧૫.
જે વિભૂતિ વડે વ્યાપી ચૌદ લોકે રહ્યા તમે,
કહો ને આપની દિવ્ય વિભૂતિ તે બધી મને. ૧૬.
હું સદા ચિંતવું તો યે તમને જાણું શી રીતે?
શા શા રૂપે તમારું તો ધરવું ધ્યાન માહરે? ૧૭.
કહો વિસ્તાર ને શક્તિ વિસ્તારી આપનાં ફરી,
સુણતાં એ સુધાવાણી મને તૃપ્તિ થતી નથી. ૧૮.

શ્રી ભગવાન બોલ્યા—

મુખ્ય મુખ્ય વિભૂતિ હું દિવ્ય મારી કહું તને,
મારા વિસ્તારનો પાર નથી, અર્જુન, કેમ કે. ૧૯.
સર્વ ભૂતો વિષે આત્મા રહે જે તે ય હું જ છું,
સર્વ ભૂત તણો આદિ, મધ્ય ને અંત હું જ છું. ૨૦
આદિત્યોમાં હું છું વિષ્ણુ, સૂર્ય તેજી હું જ્યોતિમાં,
મરીચિ મરુતોમાં હું, નક્ષત્રોમાં હું ચંદ્રમા. ૨૧.
સામવેદ હું વેદોમાં, દેવોમાં ઇન્દ્ર તે હું છું,
મન છું ઇન્દ્રિયોમાં હું, ભૂતોમાં ચેતના હું છું. ૨૨.
હું છું શંકર રુદ્રોમાં, કુબેર યક્ષરાક્ષસે,
વસુઓમાં હું છું અગ્નિ, મેરુહું પર્વતો વિષે. ૨૩.

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥२४॥
महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥२५॥
अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥२६॥
उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेंद्राणां नराणां च नराधिपम् ॥२७॥
आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८॥
अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥२९॥
प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेंद्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०॥
पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१॥
सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥३२॥
अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥३३॥
मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥३४॥
बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥३५॥

પુરોહિતો તણો મુખ્ય જાણ બૃહસ્પતિ મને,
સેનાપતિ વિષે સ્કંદ, હું સાગર જળાશયે. ૨૪.

મહર્ષિમાં ભૃગુ હું છું, હું છું ૐકાર વાણીમાં,
જપયજ્ઞ હું યજ્ઞોમાં, સ્થાવરોમાં હિમાલય. ૨૫.

પીપળો સર્વ વૃક્ષોમાં, દેવર્ષિમાં હું નારદ,
હું ચિત્રરથ ગંધર્વે, મુનિ કપિલ સિદ્ધમાં. ૨૬.

ઉચ્ચૈઃશ્રવા જળે જન્મ્યો તે મને જાણ અશ્વમાં,
ઐરાવત ગજેન્દ્રોમાં, હું છું રાજા મનુષ્યમાં. ૨૭.

વજ્ર હું હથિયારોમાં, ગાયોમાં કામધેનુ હું,
સર્જતો કામદેવે હું, સર્પોમાં વાસુકિ હું છું. ૨૮.

શેષનાગ હું નાગોમાં, જલચરે વરુણ હું,
અર્યમા પિતૃઓમાં હું, શાસકોમાં હું છું યમ. ૨૯.

હું છું પ્રહલાદ દૈત્યોમાં, કાલ હું ગણનારમાં,
પશુઓમાં હું છું સિંહ, હું ગરુડ છું પક્ષીમાં. ૩૦.

વાયુ હું વેગવાળામાં, રામ હું શસ્ત્રધારીમાં,
હું છું મઘર મત્સ્યોમાં, ગંગા હું નદી સર્વમાં. ૩૧

સૃષ્ટિનો આદિ ને અંત ને વળી મધ્ય હું જ છું,
બ્રહ્મવિદ્યા હું વિદ્યામાં, વિવાદીનો હું વાદ છું. ૩૨

અકાર અક્ષરોમાં હું, સમાસોમાં હું દ્વંદ્વ છું,
કાળ અક્ષય તે હું છું, બધું સરજનાર હું. ૩૩

સર્વનાશક મૃત્યુ હું, જન્મ હું જન્મનારનો,
સ્ત્રીઓમાં કીર્તિ, શ્રી, વાણી, સ્મૃતિ, મેધા, ધૃતિ, ક્ષમા. ૩૪.

સામોમાં હું બૃહત્સામ, ગાયત્રી સર્વ છંદમાં,
માર્ગશીર્ષ હું માસોમાં, ઋતુઓમાં વસંત હું. ૩૫

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥३६॥

वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥३७॥

दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८॥

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥३९॥

नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥४१॥

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥४२॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगो नाम दशमोऽध्यायः ॥१०॥

દ્યૂત હું કપટીઓનું, તેજસ્વીનું હું તેજ છું,
જય નિશ્ચય હું છું, ને સાત્ત્વિકોનું હું સત્ત્વ છું. ૩૬
યાદવોમાં હું છું કૃષ્ણ, પાંડવોમાં હું અર્જુન,
વ્યાસ હું મુનિઓમાં છું, કવિમાં શુક્ર હું કવિ. ૩૭
દંડ હું દમનારાનો, હું છું નીતિ જયેચ્છુની,
મૌન હું ગુહ્ય વાતોનું, જ્ઞાનીઓનું હું જ્ઞાન છું. ૩૮.
વળી, અર્જુન, જે સર્વ ભૂતોનું બીજ તે હું છું,
ચરાચર નથી કૈં જે હોય મારા વિના થયું. ૩૯.
મારી દિવ્ય વિભૂતિનો નથી પાર, ધનંજય,
વિસ્તાર આ વિભૂતિનો કહ્યો મેં દાખલારૂપ. ૪૦.
જે જે વસ્તુ વિષે હોય પ્રભાવ લક્ષ્મી ને બળ,
તે તે ઉત્પન્ન થૈ મારા તેજના અંશથી ગણ. ૪૧.
અથવા કામ શું તારે જાણીને આટલું બધું?
એક અંશથી આ સર્વ હું ટકાવી રહેલ છું. ૪૨

આ પ્રમાણે ભગવાને ગાયેલી ઉપનિષદમા બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)–યોગશાસ્ત્રમા શ્રીકૃષ્ણ અને અર્જુનના સવાદમા વિભૂતિયોગ નામનો દસમો અધ્યાય પૂરો થયો.

# एकादशोऽध्यायः

अर्जुन उवाच ।

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥१॥
भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२॥
एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥३॥
मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥४॥

श्रीभगवानुवाच ।

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥५॥
पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥६॥
इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद् द्रष्टुमिच्छसि ॥७॥
न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८॥

संजय उवाच ।

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥९॥
अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥१०॥
दिव्यमाल्याम्बरधरं दिव्यगन्धानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥११॥

# અધ્યાય અગિયારમો

અર્જુન બોલ્યો—

તમે કૃપા કરી ઊંચો ગુહ્ય અધ્યાત્મ જે કર્યો
બોધ, તેથી મ્હારો એ મોહ સર્વ ટળી ગયો. ૧.
તમારી પાસથી ભૂતો કેરી ઉત્પત્તિ ને લય
સુણ્યાં વિસ્તારથી મેં, ને મહિમા તમ અવ્યય. ૨.
તમે તમ વિષે જે કૈં કહ્યું તે સાચું છે, પ્રભો,
તમારું ઇશ્વરી રૂપ જોવા હું ઇચ્છું છું, વિભો. ૩.
લાગે જો તમને કે હું દેખી શકીશ એ રૂપ,
તો, યોગેશ્વર, દેખાડો મને એ રૂપ અવ્યય. ૪.

શ્રી ભગવાન બોલ્યા—

સેંકડો ને હજારો તું રૂપો વિવિધ માહરાં
જોઈ લે દિવ્ય ને રંગે આકારે જાતજાતનાં. ૫.
આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનો, મરુતો અને
પૂર્વે કદી ન જોયેલાં આશ્ચર્યો બહુ જોઈ લે. ૬.
જોઈ લે આજ ભેગી આ મારા દેહે રહેલ જે
ચરાચર બધી સૃષ્ટિ, ને બીજું જોવું હોય તે. ૭.
તું તારી આ જ આંખે તો મને જોઈ નહિ શકે,
દિવ્ય આંખો તને આપું, જો મારી યોગશક્તિને. ૮.

સંજય બોલ્યો—

કહી એવું પછી મોટા યોગેશ્વર શ્રીકૃષ્ણએ
દેખાડ્યું ઇશ્વરી રૂપ વિરાટ નિજ પાર્થને. ૯.
હતા અદ્ભુત દેખાવો, મુખો, આંખો, અસંખ્ય ત્યાં,
દિવ્ય આભૂષણો, શસ્ત્રો, ઉગામેલાં અસંખ્ય ત્યાં. ૧૦.
તેજસ્વી આ ચમત્કારી અનંત વિશ્વરૂપને
દિવ્ય માળા અને વસ્ત્રો સુગંધિ લેપ દિવ્ય છે. ૧૧.

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः॥१२॥
तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥१३॥
ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥१४॥

अर्जुन उवाच ।

पश्यामि देवांस्तव देव देहे
सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशं कमलासनस्थ-
मृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥१५॥
अनेकबाहूदरवक्त्रनेत्रं
पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् ।
नांतं न मध्यं न पुनस्तवादिं
पश्यामि विश्वेश्वर विश्वरूप ॥१६॥
किरीटिनं गदिनं चक्रिणं च
तेजोराशिं सर्वतो दीप्तिमंतम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद्
दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥१७॥
त्वमक्षरं परमं वेदितव्यं
त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे ॥१८॥
अनादिमध्यांतमनंतवीर्य-
मनंतबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं
स्वतेजसा विश्वमिदं तपंतम् ॥१९॥

હજાર સામટા સૂર્ય ઝગે આકાશ, તો વળી
તે તેજ તે મહાત્માના તેજ જેવું શકે થઈ. ૧૨.
અસંખ્ય ભેદવાળી આ સૃષ્ટિ આખી શરીરમાં
દેવોના દેવમાં જોઈ અર્જુને એક રૂપમાં. ૧૩.
પછી આશ્ચર્ય રોમાંચ પામી, શિર ઝુકાવીને,
બોલ્યો અર્જુન નીચેનાં વેણ બે હાથ જોડીને. ૧૪.

અર્જુન બોલ્યો—

દેખાય દેહે તવ, દેવ, સર્વ
દેવો અને ભૂત તણા સમૂહો,
બેઠેલ પદ્મે વળી બ્રહ્મદેવ,
બધા ઋષિ ને વળી દિવ્ય સર્પો. ૧૫.
અનેક આંખો મુખ પેટ હસ્ત,
અનંત રૂપો નિરખું સમસ્ત,
તારાં છતાં દેખું ન આદિ મધ્ય
ને અંત, વિશ્વેશ્વર, વિશ્વરૂપ. ૧૬.
હાથે ગદા ચક્ર, કિરીટ માથે,
પ્રકાશના પુંજ બધે જ્વલંત,
જોતાં બધે આંખ અંજાઈ જાય,
દીપ્તાગ્નિ ભાનુ સમ ને અમાપ. ૧૭.
તમે જ છો અક્ષર એક જ્ઞેય,
આધાર છો એક જ વિશ્વના આ,
અનાશી છો શાશ્વત ધર્મપાલ,
માનું તમોને પુરુષ પુરાણ. ૧૮.
અનંત આદિ મધ્ય અંત શક્તિ
બાહુ, તમારાં શશીસૂર્ય નેત્ર,
જ્વલંત અગ્નિ સમ મુખ જોઉં
સ્વતેજથી વિશ્વ તપાવનાર. ૧૯.

द्यावापृथिव्योरिदमंतरं हि
व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं
लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥

अमी हि त्वां सुरसंघा विशंति
केचिद्भीताः प्रांजलयो गृणंति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः
स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१॥

रुद्रादित्या वसवो ये च साध्या
विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गंधर्वयक्षासुरसिद्धसंघा
वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥

रूपं महत्ते बहुवक्त्रनेत्रं
महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं
दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥२३॥

नभःस्पृशं दीप्तमनेकवर्णं
व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा
धृतिं न विंदामि शमं च विष्णो ॥२४॥

दंष्ट्राकरालानि च ते मुखानि
दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशो न जाने न लभे च शर्म
प्रसीद देवेश जगन्निवास ॥२५॥

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः
सर्वे सहैवावनिपालसंघैः ।

આકાશ પૃથ્વી વચગાળમાંહી,
દશે દિશે એક તમે જ વ્યાપ્યા;
તમારું આ અદ્દભુત ઉગ્ર રૂપ
જોઈ ત્રણે લોક છળી ઊઠ્યા આ. ૨૦.
આ આપમાં દેવજૂથો પ્રવેશે,
કોઈ સ્તવે ભીતિથી હાથ જોડી,
સ્વસ્તિ કહી સિદ્ધમહર્ષિસંઘો
સ્તવે તમોને સ્તુતિથી ઘણેરી. ૨૧.
આદિત્ય રુદ્રો વસુ સાધ્ય દેવો
બે અશ્વિનો પિતૃ યક્ષો મરુતો
ગંધર્વ સિદ્ધો અસુરો બધા એ
આશ્ચર્યથી જોઈ રહ્યા તમોને. ૨૨.
મોં આંખ જાંઘો પગ પેટ બાહુ
અનેક, દાઢો વિકરાળવાળું,
આ રૂપ ગંજાવર જોઇ તારું
છળી ઊઠ્યા લોક બધા તથા હું. ૨૩.
આકાશઊંચા, બહુરંગી, તેજી,
ફાડેલ મો, દીસ વિશાળ આંખો,
જોઇ તમોને મન બ્હી ગયું છે,
મને નથી ધીરજ શાંતિ, વિષ્ણો. ૨૪.
બિહામણાં દાઢ લીધે તમારાં
જોઇ મુખો આ પ્રલયાગ્નિ જેવાં,
ભૂલ્યો દિશા, હું ગભરાઇ જાઉં,
કૃપા કરો, દેવ, જગન્નિવાસ. ૨૫.
અને બધા આ ધૃતરાષ્ટ્રપુત્ર,
ને સાથમાં રાજ તણા સમૂહ,

भीष्मो द्रोण सूतपुत्रस्तथासौ
सहास्मदीयैरपि योधमुख्यै ॥२६॥
वक्त्राणि ते त्वरमाणा विशंति
दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनांतरेषु
संदृश्यते चूर्णितैरुत्तमांगै ॥२७॥
यथा नदीना बहवोऽम्बुवेगा
समुद्रमेवाभिमुखा द्रवंति ।
तथा तवामी नरलोकवीरा
विशंति वक्त्राण्यभिविज्वलंति ॥२८॥
यथा प्रदीप्त ज्वलन पतगा
विशंति नाशाय समृद्धवेगा ।
तथैव नाशाय विशंति लोका-
स्तवापि वक्त्राणि समृद्धवेगा ॥२९॥
लेलिह्यसे ग्रसमान समंता-
ल्लोकान्समग्रान् वदनैर्ज्वलद्भि ।
तेजोभिरापूर्य जगत्समग्र
भासस्तवोग्रा प्रतपंति विष्णो ॥३०॥
आख्याहि मे को भवानुग्ररूपो
नमोऽस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवतमाद्य
न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥
श्रीभगवानुवाच ।
कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो
लोकान्समाहर्तुमिह प्रवृत्त ।
ऋतेऽपि त्वा न भविष्यति सर्वे
येऽवस्थिता प्रत्यनीकेषु योधा ॥३२॥

પેલો વળી કર્ણ જ, દ્રોણ, ભીષ્મ,
યોદ્ધા વળી મુખ્ય જ આપણા ય
વેગે ધસે છે વિકરાળ મોંમાં
બિહામણાં દાઢ લીધે તમારાં,
ચૂરા થઇ મસ્તક કેટલાનાં
પોલાણમાં દાઢ તણી ભરાયાં. ૨૬,૨૭.
નદી તણાં જેમ અનેક પૂરો
સમુદ્ર પ્રત્યે જ ધસી વહેતાં,
આ લોકના તેમ જ વીર પેસે
ધગી રહેલાં મુખમાં તમારાં. ૨૮.
પતંગિયાં વેગ વધારી પેસે
જ્વલંત અગ્નિ મહીં નાશ માટે,
મુખે તમારાં ત્યમ લોક પેસે
વધારીને વેગ જ નાશ માટે. ૨૯.
લોકો બધાનો કરી કોળિયો ને
ચાટો બધેથી સળગંત મોંએ,
ભરી જગે તેજ બધે તપે છે
તમારી, હે વિષ્ણુ, પ્રચંડ ઝાળો. ૩૦.
કહો મને આપ પ્રચંડ કોણ,
નમું તમોને હું, પ્રસન્ન થાવ,
મને જણાવો તમ આદિ રૂપ,
પ્રવૃત્તિ હું ના સમજું તમારી. ૩૧.
શ્રી ભગવાન બોલ્યા—
હું કાળ છું ઉગ્ર વિનાશકારી,
આવ્યો અહીં લોકવિનાશ કાજે,
તારા વિના યે મરશે બધા યે
યોદ્ધા ઊભા જેહ દરેક સૈન્યે. ૩૨.

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व
जित्वा शत्रून्भुङ्क्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥
द्रोणं च भीष्मं च जयद्रथं च
कर्णं तथाऽन्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा
युध्यस्व जेताऽसि रणे सपत्नान् ॥३४॥

संजय उवाच ।

एतच्छ्रुत्वा वचनं केशवस्य
कृतांजलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णं
सगद्गदं भीतभीतः प्रणम्य ॥३५॥

अर्जुन उवाच ।

स्थाने हृषीकेश तव प्रकीर्त्या
जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवंति
सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥३६॥
कस्माच्च ते न नमेरन्महात्मन्
गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनंत देवेश जगन्निवास
त्वमक्षरं सदसत्तत्परं यत् ॥३७॥
त्वमादिदेवः पुरुषः पुराण-
स्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्ताऽसि वेद्यं च परं च धाम
त्वया ततं विश्वमनंतरूप ॥३८॥

તેથી ઊભો થા, યશ લે, રિપુને
હરાવીને માણ સમૃદ્ધ રાજ્ય,
એ સર્વને મેં જ મારી મૂકયા છે,
થા, પાર્થ, તું એક નિમિત્ત માત્ર. ૩૩.
જયદ્રથ, દ્રોણ જ, ભીષ્મ, કર્ણ,
યોદ્ધા બીજા વીર હણી મૂકયા મેં,
તેને હવે તું હણ, ને ડુભા ના,
જીતીશ તું શત્રુ રણે, લડી લે. ૩૪.

સંજય બોલ્યો—

શ્રીકૃષ્ણનાં વેણ એવાં સુણીને
બોલ્યો ફરી અર્જુન હાથ જોડી,
નમી નમસ્કાર કરી બીનેલો
ને ધ્રૂજતો ગદ્‌ગદ કંઠથી એ. ૩૫.

અર્જુન બોલ્યો—

હે કૃષ્ણ, લોકો તમ કીર્તનોમાં
રંગાય રાચે, ન નવાઇ તેમાં,
નાસે બ્હીની રાક્ષસ આમતેમ,
નમે બધા સિદ્ધ તણા સમૂહ. ૩૬.
બ્રહ્માથી મોટા જગમૂળ આપ,
તેને નમે કેમ ન સર્વ લોકો !
અસત્ અને સત્ પર બેઉથી યે
જે તત્ત્વ છે, અક્ષર આપ તે છો. ૩૭.
છો દેવ આદિ પુરુષ પુરાણ,
આ વિશ્વઆધાર તમે જ એક,
છો જ્ઞેય, જ્ઞાતા, વળી શ્રેષ્ઠ ધામ,
તમે રચ્યું વિશ્વ, અનંતરૂપ. ૩૮.

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः
प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥३९॥

नमः पुरस्तादथ पृष्ठतस्ते
नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनंतवीर्यामितविक्रमस्त्वं
सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥४०॥

सखेति मत्वा प्रसभं यदुक्तं
हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदं
मया प्रमादात्प्रणयेन वापि ॥४१॥

यच्चावहासार्थमसत्कृतोऽसि
विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं
तत्क्षामये त्वामहमप्रमेयम् ॥४२॥

पितासि लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो
लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥४३॥

तस्मात्प्रणम्य प्रणिधाय कायं
प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः
प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥४४॥

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा
भयेन च प्रव्यथितं मनो मे ।

વરુણ, વાયુ, યમ, અગ્નિ, ચંદ્ર,
બ્રહ્મા તમે છો, પ્રપિતામહે છો,
નમું તમોને હું હજાર વાર,
વળી તમોને નમું વારવાર. ૩૯.
સામે, પૂંઠે, સર્વ દિશે તમોને
નમું, નથી પાર પરાક્રમોનો,
ને વીર્યનું માપ નથી તમારા,
વ્યાપ્યા બધે તેથી તમે બધું છો. ૪૦.
'હે કૃષ્ણ, હે યાદવ, દોસ્ત' એવું
બોલ્યો હું જે તોછડું મિત્રભાવે,
જાણ્યા વિના આ મહિમા તમારો
મેં પ્રેમથી કે ભૂલથી કર્યું જે,
ખાતાં સૂતાં ખેલત બેસતાં જે
મેં મશ્કરીમાં અપમાન કીધાં
એકાંતમાં કે બહુ લોક વચ્ચે,
ક્ષમા કરો, અચ્યુત અપ્રમેય. ૪૧,૪૨.
તમે પિતા સર્વ ચરાચરોના
ને પૂજ્ય મોટા ગુરુ એમના છો,
નથી ત્રિલોકે તમ તુલ્ય કોઇ,
તો હોય ક્યાંથી તમથી ય મોટો ! ૪૩.
સમર્થ ને સ્તુત્ય તમો તણા હું
પગે પડી માગું કૃપા તમારી,
પિતા નિભાવે સુત, મિત્ર મિત્ર,
વ્હાલા મને તેમ નિભાવી લેજો. ૪૪.
ઊભા થયા વાળ અપૂર્વ જોઈ,
થયું બીકે વ્યાકુળ ચિત્ત મારું,

तदेव मे दर्शय देव रूपं
प्रसीद देवेश जगन्निवास ॥४५॥
किरीटिनं गदिनं चक्रहस्त-
मिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन
सहस्रबाहो भव विश्वमूर्ते ॥४६॥

श्रीभगवानुवाच ।

मया प्रसन्नेन तवार्जुनेदं
रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनंतमाद्यं
यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥४७॥
न वेदयज्ञाध्ययनैर्न दानै-
र्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके
द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥४८॥
मा ते व्यथा मा च विमूढभावो
दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं
तदेव मे रूपमिदं प्रपश्य ॥४९॥

संजय उवाच ।

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा
स्वकं रूपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीतमेनं
भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५०॥

अर्जुन उवाच ।

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥

સ્વરૂપ પેલું જ મને બતાવો,
　　કૃપા કરો, હે જગના નિવાસ. ૪૫.
હાથે ગદા ચક્ર, કિરીટ માથે
　　એવા રૂપે દર્શન દો તમારાં,
ધરો ચતુર્ભુજ તમારું રૂપ,
　　વિરાટ હે હાથ હજારવાળા. ૪૬.

શ્રી ભગવાન બોલ્યા—

પ્રસન્ન થૈ મેં તુજને બતાવ્યું
　　માયાબળે ઉત્તમ વિશ્વરૂપ
અનંત તેજોમય આદ્ય મારું,
　　જોયું ન તે તું વિણ કોઇ અન્ય. ૪૭.
દાનો, ક્રિયાઓ, તપ ઉગ્ર, યજ્ઞો,
　　અભ્યાસ ને વેદ વડે જ કોઇ
તારા વિના, હે કુરુવીર, લોકે
　　મને શકે આ સ્વરૂપે ન જોઈ. ૪૮.
આ રૂપ જોઇ મુજ આવું ઘોર
　　ન તું મુઝા, ના અકળા લગાર,
થૈ શાંત ને નિર્ભય તું ફરીથી
　　જો મારું આ તે અસલ સ્વરૂપ. ૪૯.

સંજય બોલ્યો—

આવું કહી અર્જુનને શ્રીકૃષ્ણે
　　બતાવ્યું પાછું નિજ મૂળ રૂપ,
ધરી ફરી શાંત તનુ મહાત્મા-
　　એ શાંતિ આપી ભયભીત એને. ૫૦.

અર્જુન બોલ્યો—

પ્રસન્ન માનવી રૂપ તમારું જોઇ, હે પ્રભો,
ઠેકાણે મન આવ્યું ને હવે તો સ્વસ્થ હું થયો. ૫૧.

श्रीभगवानुवाच ।

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥५२॥

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥५३॥

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५४॥

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥५५॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
विश्वरूपदर्शनयोगो नामैकादशोऽध्यायः ॥११॥

શ્રી ભગવાન બોલ્યા—

પેલું જે રૂપ જોયું તેં મારું, તે જોવું દુર્લભ,
દેવો યે ઇચ્છતા નિત્ય એ સ્વરૂપનું દર્શન. ૫૨.
વેદોથી તપથી દાન વડે ને હવનો વડે
નથી જોઇ શકાતો હું, જોયો તેં જે રૂપે મને. ૫૩.
પણ અનન્ય ભક્તિથી મારા એવા સ્વરૂપને
જાણવું, જોવું ને તત્ત્વે એમાં ભળવું શક્ય છે. ૫૪.
મારાં કામ કરે, મસ્ત મારામાં, ભક્ત માહરો,
ભૂતમાત્રે તજે રાગદ્વેષ, તે પામતો મને. ૫૫.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમાં શ્રી કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં વિશ્વરૂપદર્શન-યોગ નામનો અગિયારમો અધ્યાય પૂરો થયો.

# द्वादशोऽध्यायः

अर्जुन उवाच ।

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥१॥

श्रीभगवानुवाच ।

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥२॥
ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥३॥
संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥४॥
क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥५॥
ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥६॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥७॥
मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥८॥
अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥९॥
अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥१०॥
अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥११॥

# અધ્યાય બારમો

અર્જુન બોલ્યો—

સદા યુક્ત થઈ આમ ભક્તો જે તમને ભજે,
ને ભજે બ્રહ્મ અવ્યક્ત, એ બેમાં કોણ શ્રેષ્ઠ છે? ૧.

શ્રી ભગવાન બોલ્યા—*

પરોવી મન મારામાં સદા યુક્ત ભજે મને
શ્રદ્ધા અનન્યથી, તેને યોગી ઉત્તમ માનું હું. ૨.
પણ અક્ષર અવ્યક્ત સર્વવ્યાપી અચિંત્ય જે
અવિકારી દૃઢ ધ્રુવ એકરૂપ ઉપાસતા
ઇન્દ્રિયો નિયમે રાખી, રાખી બુદ્ધિ બધે સમ,
સર્વના હિતમાં મગ્ન, મેળવે છે મને જ તે. ૩,૪.
અવ્યક્તે ચિત્ત ચોંટાડે તેને કષ્ટ ઘણું પડે,
અવ્યક્તોપાસના લોકો મહાકષ્ટે પૂરી કરે. ૫.
બધાં કર્મ મને અર્પી, મારામાં મગ્ન જે થઈ,
મારામાં ચિત્ત રાખીને, મારું ધ્યાન ધરી વળી,
ભજે છે એક નિષ્ઠાથી મને, તેને હું તારતો
ઝટ સંસારરૂપી આ મૃત્યુયુક્ત સમુદ્રથી. ૬,૭.
પરોવ મન મારામાં, મારામાં બુદ્ધિ રાખ તું,
એટલે આજથી નિશ્ચે મારામાં જ વસીશ તું. ૮.
જો તારું ચિત્ત મારામાં સ્થિર રાખી શકે નહિ,
તો મને પામવા ઇચ્છ, પાર્થ, અભ્યાસયોગથી.* ૯.
કરી શકે ન અભ્યાસ, મારાં કર્મ કર્યે જ જા,
મારે માટે કર્યાથી યે કર્મો પામીશ સિદ્ધિ તું. ૧૦.
ન બને એટલું યે તો, અર્પી કર્મો બધાં મને
બનીને સંયમી સર્વ કર્મોનાં ફળ છોડી દે. ૧૧.

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥१२॥

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥१३॥

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥१४॥

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५॥

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥१६॥

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥१७॥

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥१८॥

तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥१९॥

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे भक्तियोगो नाम द्वादशोऽध्यायः ॥१२॥

સારું અભ્યાસથી જ્ઞાન, જ્ઞાનથી ધ્યાન, ધ્યાનથી
કર્મના ફળનો ત્યાગ, ત્યાગથી શાંતિ પાધરી. ૧૨.
અદ્વેષી સર્વ ભૂતોનો મિત્ર ને કરુણામય,
અહંતા મમતા છોડે, સુખદુ:ખે રહે સમ,
સંતોષી સંયમી યોગી ક્ષમાળુ દૃઢનિશ્ચયી,
મન બુદ્ધિ મને અર્પે, ભક્ત વ્હાલો મને અતિ. ૧૩,૧૪.
જેનાથી કો ન કંટાળે, કંટાળે કોઇથી ન જે,
છોડે હર્ષ ભય ક્રોધ ખેદ, તે પ્રિય છે મને. ૧૫.
નિ:સ્પૃહી શુદ્ધ બાહોશ નિશ્ચિન્ત ને તટસ્થ જે,
'ઉપાશણ કરે ના કૈં', ભક્ત મારો મને પ્રિય. ૧૬.
હર્ષ ને શોક, ઇચ્છા ને દ્વેષ જે ન કરે જન
ને તજે પાપ ને પુણ્ય, ભક્ત તે છે મને પ્રિય. ૧૭.
સરખો શત્રુ ને મિત્રે, માન ને અપમાનમાં,
ટાઢ તાપે, સુખે દુ:ખે; ને અનાસક્ત મૌની જે,
સમ નિંદાસ્તુતિમાં, જે મળે તેથી ચલાવી લે,
અનાસક્ત ગૃહે, ભક્ત સ્થિતધી પ્રિય છે મને. ૧૮,૧૯.
ધર્માંમૃત કહ્યું આ, તે મારામાં મગ્ન ભક્ત જે
શ્રદ્ધાથી આચરે છે, તે વ્હાલા ઘણા જ છે મને. ૨૦.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમાં શ્રી કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં ભક્તિયોગ નામનો બારમો અધ્યાય પૂરો થયો.

# त्रयोदशोऽध्यायः

श्रीभगवानुवाच ।

इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥१॥

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥२॥

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥३॥

ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥४॥

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इंद्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥५॥

इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥६॥

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥७॥

इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥८॥

असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥९॥

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥१०॥

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥११॥

# અધ્યાય તેરમો

શ્રી ભગવાન બોલ્યા—

જાણકારો કહે ક્ષેત્ર, અર્જુન, આ શરીરને;
જે જીવ ક્ષેત્રને જાણે તેને ક્ષેત્રજ્ઞ તો કહે. ૧.
બધાં ક્ષેત્રો વિષે સુદ્ધાં મને ક્ષેત્રજ્ઞ જાણ તું,
ક્ષેત્રક્ષેત્રજ્ઞનું જ્ઞાન એ સાચું જ્ઞાન માનું હું. ૨.
શું, કેવું, ક્યાંથી એ ક્ષેત્ર, ને છે એના વિકાર શા,
ક્ષેત્રજ્ઞ કોણ, શી એની શક્તિ, તે સુણ ટૂંકમાં. ૩.
ગાયો છે બહુ રીતે આ વિષય ઋષિએ ઘણા
છંદોમાં, ને કર્યો સિદ્ધ તર્કથી બ્રહ્મસૂત્રમાં. ૪.
મહાભૂતો, અહંકાર, બુદ્ધિ, પ્રકૃતિ, ને મન,
ઇન્દ્રિયો દસ, ને પાંચ વિષયો ઇન્દ્રિયો તણા,
ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, ધૈર્ય, સંઘાત, ચેતના—
વિકારો ક્ષેત્રના સાથે કહ્યું આ ક્ષેત્ર ટૂંકમાં. ૫,૬.
અહિંસા, નમ્રતા, દંભત્યાગ, સરલતા, ક્ષમા,
ગુરુસેવા અને શુદ્ધિ, સ્થિરતા મનનિગ્રહ,
નિરહંકાર, વૈરાગ્ય વિષયે ઇન્દ્રિયો તણા;
જન્મ મૃત્યુ જરા રોગ દુઃખમાં દોષ દેખવા;
ને અનાસક્તિ, નિર્મોહ સ્ત્રીપુત્રઘરબારમાં,
સમતા ચિત્તની નિત્ય ઇષ્ટ અનિષ્ટ પામતાં,
એકાગ્ર ચિત્તથી મારી ભક્તિ અનન્ય ભાવથી,
એકાંતવાસ, કંટાળો લોકોની મેદની પ્રતિ,
અધ્યાત્મજ્ઞાનમાં નિષ્ઠા, સદા અભ્યાસ મોક્ષનો—
એને જ્ઞાન કહે, એથી અજ્ઞાન ઊલટું સદા. ૭થી૧૧.

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥१२॥
सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥१३॥
सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥१४॥
बहिरंतश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥१५॥
अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥१६॥
ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥१७॥
इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥१८॥
प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥१९॥
कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥२०॥
पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥२१॥
उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥२२॥
य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥२३॥
ध्यानेनात्मनि पश्यंति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥२४॥

જે જાણ્યાથી થતો મોક્ષ હવે તે જ્ઞેય હું કહું,
અનાદિ, પર છે બ્રહ્મ, નથી એ સત્ નથી અસત્. ૧૨.
બધે હાથપગો એને, મોં માથાં આંખ છે બધે,
બધે કાન, બધું વ્યાપી સંસારે એ રહેલ છે. ૧૩.
ઇન્દ્રિયોના ગુણો ભાસે એમાં, એને ન ઇન્દ્રિય;
અલિપ્ત, પોષતું વિશ્વ; નિર્ગુણ, ગુણ ભોગવે. ૧૪.
ભૂતોની બ્હાર ને માંહ્ય, સ્થિર ને ગતિમાન એ,
જાણી શકાય ના એવું સૂક્ષ્મ, દૂર નજીક એ. ૧૫.
છે અખંડ છતાં ભાસે વિશ્વે વ્હેંચાઇને રહ્યું,
જગને સરજે, પાળે, મારે એ એમ જાણવું. ૧૬.
તેજનું તેજ, અંધારાથી પર, જ્ઞાન, જ્ઞેય એ,
પમાય જ્ઞાનથી તે, એ સર્વનાં હૃદયે વસે. ૧૭.
ટૂંકમાં આ કહ્યું ક્ષેત્ર, જ્ઞાન ને જ્ઞેય મેં તને,
એ જાણી પામતો મારો ભક્ત મારા સ્વરૂપને. ૧૮.
પુરુષ પ્રકૃતિ એ બે અનાદિ જાણ, અર્જુન,
વિકારો ને ગુણો બંને થતા પ્રકૃતિથી ગણ. ૧૯.
દેહ ને ઇન્દ્રિયો કેરી કર્તા છે પ્રકૃતિ, અને
સુખદુઃખ તણા ભોગ કેરું કારણ જીવ છે. ૨૦.
પ્રકૃતિના ગુણો જીવ ભોગવે દેહમાં રહી,
સારા ખરાબ પામે છે જન્મો એ ગુણમાં ફસી. ૨૧.
આ દેહે જે જુએ, પોષે, સન્માને, ભોગવે ગુણો,
પુરુષોત્તમ તે, ને તે પરમાત્મા મહેશ્વર. ૨૨.
આમ જાણે ગુણો સાથે પ્રકૃતિ ને પુરુષને,
ગમે તેમ કરે તો યે ન તેને જન્મવું પડે. ૨૩.
કેટલા ધ્યાનથી, બીજા કેટલા જ્ઞાનથી, બીજા
કર્મયોગથી આત્માને જુએ આત્માથી આત્મમાં. ૨૪.

अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः ॥२५॥
यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥२६॥
समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति ॥२७॥
समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥२८॥
प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥२९॥
यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥३०॥
अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥३१॥
यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥३२॥
यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥३३॥
क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥३४॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
क्षेत्रक्षेत्रज्ञविभागयोगो नाम त्रयोदशोऽध्यायः ॥१३॥

એમ જાણી શકે-ના તે બીજાનું સાંભળી ભજે,
કહ્યું માની બીજાનું જે ભજે તેનો ય મોક્ષ છે. ૨૫.
જાણ તું, પાર્થ, કે જ્યારે ક્ષેત્રક્ષેત્રજ્ઞસંગમ
થાય, ત્યારે બને વસ્તુ બધી સ્થાવર જંગમ. ૨૬.
વિનાશી સર્વ વસ્તુમાં અનાશી પરમેશ્વર
સમભાવે રહે એવું જ્ઞાન તે જ બરાબર. ૨૭.
રહ્યો ઈશ્વર સર્વત્ર સરખો એમ જાણતો,
નથી દુર્ગતિ તેની ને તેથી તે મોક્ષ પામતો. ૨૮.
પ્રકૃતિ જ બધાં કર્મ કરે સર્વ રીતે, કશું
આત્મા ન કરતો, એવું જુએ તે જ જુએ ખરું. ૨૯.
બહુ રૂપે જણાતી આ વસ્તુઓ એકરૂપ છે,
એમાંથી સર્વ વિસ્તાર જાણે જે, બ્રહ્મ તે બને. ૩૦.
પરમાત્મા અનાદિ ને હોઈ અવ્યય નિર્ગુણ,
રહે છે દેહમાં તો યે ન લેપાતો, ન કૈં કરે. ૩૧.
સૂક્ષ્મ હોઈ ન લેપાય આકાશ છે બધે છતાં,
તેમ વ્યાપક આત્મા યે ન લેપાય શરીરમાં. ૩૨.
સૂર્ય એક જ આપે છે પ્રકાશ સર્વ સૃષ્ટિને,
તેમ ક્ષેત્રજ્ઞ આપે છે પ્રકાશ સર્વ ક્ષેત્રને. ૩૩.
ક્ષેત્રક્ષેત્રજ્ઞનો ભેદ, માયામાંથી જીવો તણો
મોક્ષ, એ બે વિષે આવું જાણે તે મોક્ષ પામતો. ૩૪.

આ પ્રમાણે ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)–યોગશાસ્ત્રમાં શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદમાં ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ નામનો તેરમો અધ્યાય પૂરો થયો.

# चतुर्दशोऽध्यायः

श्रीभगवानुवाच ।

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥१॥
इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायंते प्रलये न व्यथंति च ॥२॥

मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥३॥
सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥४॥

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥५॥
तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥६॥
रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।
तन्निबध्नाति कौन्तेय कर्मसंगेन देहिनम् ॥७॥

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥८॥
सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥९॥
रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥१०॥
सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥११॥

# અધ્યાય ચૌદમો

શ્રી ભગવાન બોલ્યા—

વળી પાછું કહું છું હું જ્ઞાનોમાં જ્ઞાન ઉત્તમ,
જે જાણી આ જગે પામ્યા સૌ મુનિ સિદ્ધિ ઉત્તમ. ૧.
આચરી જ્ઞાન એ જેઓ પામ્યા મુજ સ્વરૂપને,
સર્ગકાળે ન જન્મે તે, પ્રલયે ન પીડાય તે. ૨.
મારી યોનિ મહા માયા, તેમાં હું ગર્ભ મૂકું છું,
તેમાંથી સર્વ ભૂતોની થાય ઉત્પત્તિ, અર્જુન. ૩.
મનુષ્યાદિ બધી યોનિ વિષે દેહો ઘડાય જે,
તેની યોનિ મહા માયા, પિતા હું વીર્ય જે સિંચે. ૪.
પ્રકૃતિથી ગુણો થાય સત્ત્વ, રજ અને તમ,
બાંધે અવ્યય આત્માને શરીરે તે, ધનંજય. ૫.
આપે પ્રકાશ આરોગ્ય સત્ત્વ નિર્મલ હોઈને,
સુખ ને જ્ઞાનના સંગે બાંધે છે સત્ત્વ જીવને. ૬.
રજ છે રંગ, એમાંથી તૃષ્ણા આસક્તિ ઊપજે,
પ્રવૃત્તિસંગથી એ તો બાંધે છે, પાર્થ, જીવને. ૭.
તમ અજ્ઞાનથી થાય, પમાડી મોહ જીવને
બાંધે બેદરકારી ને ઊંઘ આળસથી જ તે. ૮.
આસક્તિ સુખમાં સત્ત્વ કરાવે, કર્મમાં રજ,
જ્ઞાન ઢાંકી કરાવે છે પ્રમાદાસક્તિ તો તમ. ૯.
ગુણ એક વધે ત્યારે સત્ત્વ કે રજ કે તમ,
એના શિવાયના જ્યારે એ દાબે અન્ય બે ગુણ. ૧૦.
બધી ઇન્દ્રિયમાં દેહે થાય પ્રકાશ જ્ઞાનનો,
ત્યારે સમજવું કે એ વધ્યો છે ગુણ સત્ત્વનો. ૧૧.

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥१२॥
अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥१३॥
यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥१४॥
रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥१५॥
कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ॥
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥१६॥
सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥१७॥
ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्ये तिष्ठंति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥१८॥
नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भाव सोऽधिगच्छति ॥१९॥
गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥२०॥

अर्जुन उवाच ।

कैर्लिङ्गैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥२१॥

श्रीभगवानुवाच ।

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥२२॥

રજોગુણ વધે ત્યારે વધે છે લોભ ને સ્પૃહા
પ્રવૃત્તિ ને અસંતોષ ને ઉપારાણ કર્મનાં. ૧૨.
તમોગુણ વધે જ્યારે, ત્યારે અજ્ઞાન આળસ
મોહ બેદરકારી એ વધે છે, કુરુનંદન. ૧૩.
સત્ત્વ ગુણ વધે ત્યારે છોડે છે દેહ જે નર,
જતો તે ઉત્તમ જ્ઞાની કેરા લોકે જ નિર્મળ. ૧૪.
મરે જે રજવૃદ્ધિમાં, જન્મે તે કર્મસંગીમાં,
મરે જે તમવૃદ્ધિમાં, જન્મે તે મૂઢ યોનિમાં. ૧૫.
ફળ સત્કર્મ કેરું તો કહ્યું સાત્ત્વિક નિર્મળ,
રજનું ફળ છે દુઃખ, અજ્ઞાન તમનું ફલ. ૧૬.
સત્ત્વથી થાય છે જ્ઞાન, રજથી લોભ થાય છે,
મોહ, બેદરકારી ને અજ્ઞાન તમથી બને. ૧૭.
સાત્ત્વિકો ગતિ ઊંચી, ને રાજસો વચલી ગતિ,
છેલ્લા ગુણ તણી વૃત્તિવાળા પામે અધોગતિ. ૧૮.
બની સાક્ષી જુએ જે કે ગુણો જ સઘળું કરે,
જે જાણે ગુણથી ઊંચા તત્ત્વને, તે મને મળે. ૧૯.
દેહના આ ત્રણે ગુણોથી આત્મા પર થાય, તો
જન્મ મૃત્યુ જરા દુઃખોથી છૂટી મોક્ષ પામતો. ૨૦.

અર્જુન બોલ્યો—

ત્રણે ગુણો તરેલાનાં કયાં લક્ષણ છે, પ્રભો?
કરે એ શું? શી રીતે એ ત્રણે ગુણો તરી જતો? ૨૧.

શ્રી ભગવાન બોલ્યા—

જ્ઞાન, પ્રવૃત્તિ ને મોહ આવે તો આવવા દિયે,
જવા દે જાય તો, એમાં ઈચ્છા કે દ્વેષ ના કરે,

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तंत इत्येव योऽवतिष्ठति नेंगते ॥२३॥
समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः २४॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥२५॥
मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥२६॥
ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥२७॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
गुणत्रयविभागयोगो नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

તટસ્થશો રહે છે જે, ગુણોથી નહિ જે ચળે,
ગુણો કર્મ કરે માની જે રહે સ્થિર, ના ડગે,
સ્વસ્થ થૈ સુખ ને દુ:ખ, માટી પત્થર સોનું, ને
પ્રિય અપ્રિય, ને નિંદા સ્તુતિ, માનાપમાન, ને
મિત્ર શત્રુ—બધુ માને સરખું, ધીર, જે તજે
ઉપાશણુ બધા, તેને ગુણાતીત બધા કહે. ૨૨-૨૫.
વળી જે એક નિષ્ઠાથી ભક્તિભાવે ભજે મને,
ત્રણે ગુણો તરીને તે બ્રહ્મરૂપ બની શકે. ૨૬.
અનાશી અવ્યય બ્રહ્મ, ધર્મ શાશ્વત, ને સુખ
અખંડ, એ ત્રણેનો હું છું આધાર, ધનંજય. ૨૭.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમા બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમા શ્રી કૃષ્ણ અને અર્જુનના સવાદમા ગુણત્રયવિભાગ યોગ નામનો ચૌદમો અધ્યાય પૂરો થયો

# पञ्चदशोऽध्यायः

श्रीभगवानुवाच ।

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा
गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसंततानि
कर्मानुबंधीनि मनुष्यलोके ॥२॥

न रूपमस्येह तथोपलभ्यते
नांतो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूल-
मसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥३॥

ततः पदं तत्परिमार्गितव्यं
यस्मिन्गता न निवर्तन्ति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥४॥

निर्मानमोहा जितसंगदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥५॥

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।
यद् गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥६॥

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानींद्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥७॥

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥८॥

# અધ્યાય પંદરમો

શ્રી ભગવાન બોલ્યા—

જેનું મૂળ ઊંચે, નીચે ડાળો, ને વેદ પાંદડાં,
પીપળો અવિકારી એ જાણે તે વેદ જાણતા. ૧.
ગુણોથી ફાલી, વિષયોથી મ્હોરી,
નીચે ઊંચે એ પથરાઈ ડાળો,
આ લોકમાં કર્મરૂપે થનારાં
નીચે મૂળોની પ્રસરે જ જાળો. ૨.
એ વૃક્ષનું આવું સ્વરૂપ આદિ,
ન મધ્ય કે અંત જણાય લોકે.
કાપી ઊંડાં મૂળ તણું તરુ એ
કાઠા અનાસક્તિ તણા કુહાડે,
'જ્યાંથી થઈ સૃષ્ટિ તણી પુરાણી
ઉત્પત્તિ તે આદ્ય પુરુષ પામું,'
એ નિશ્ચયે શોધવું ધામ જ્યાંથી
કદી પડે ના ફરવું જ પાછું. ૩, ૪.
નિર્માન, નિર્મોહ, નિષ્કામ જેઓ
આસક્તિ દ્વંદ્વો સુખદુઃખ છોડે,
તે આત્મજ્ઞાને સ્થિર થૈ રહેલા
જ્ઞાની અનાશી પદ તે જ પામે. ૫.
ચાંદા સૂરજ અગ્નિના તેજે તે ન પ્રકાશતું,
તે મારા શ્રેષ્ઠ ધામેથી પડે પાછા ન આવવું. ૬.
સનાતન મહારો જ અંશ જીવ બની જગે,
ખેંચે સ્વસ્થાન બેઠેલાં મન જ્ઞાનેન્દ્રિયો છને. ૭.
શરીર લે અને છોડે ત્યારે ઈશ્વર* એ છને
સાથે લે છે, લિયે જેમ પુષ્પેથી વાયુ ગંધને. ૮.

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥९॥
उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥१०॥
यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥११॥
यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥१२॥
गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३॥
अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥१४॥
सर्वस्य चाहं हृदि संनिविष्टो
मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो
वेदांतकृद्वेदविदेव चाहम् ॥१५॥
द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६॥
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥
यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८॥
यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद् भजति मां सर्वभावेन भारत ॥१९॥
इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ।
एतद् बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥२०॥
इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
पुरुषोत्तमयोगो नाम पंचदशोऽध्यायः ॥१५॥

કાન આંખ ત્વચા જીભ નાક ને મનમાં રહી
વિષયો ઇન્દ્રિયોનાતે ભોગવે જીવ ત્યાં પછી. ૯.
દેહ છોડે, રહે દેહે, ભોગવે, ગુણયુક્ત એ
જીવને મૂઢ ના જાણે, જાણે જ્ઞાની ખરા રૂપે. ૧૦.
યત્નથી યોગીઓ એને પોતાનામાં રહ્યો જુએ,
છતે યત્ને અસંસ્કારી મૂઢને ન જણાય એ. ૧૧.
સૂર્યનું તેજ જે આખા જગને અજવાળતું,
તેજ જે ચંદ્ર અગ્નિનું, જાણ તે તેજ માહરું. ૧૨.
પૃથ્વીમાં પેસી ભૂતોને શક્તિથી હું ટકાવું છું
જલમય બની ચંદ્ર ઝાડપાન હું પોષું છું. ૧૩.
જઠરાગ્નિ બની પ્રાણીદેહે બેઠો પચાવું છું
પ્રાણઅપાન વાયુથી અન્ન ચારે પ્રકારનું. ૧૪.
વસું બધાનાં હૃદયે હું, મારે
લીધે સ્મૃતિ જ્ઞાન જ થાય જાય,
વેદો બધા જ્ઞાન મારું કરાવે,
વેદાંતકર્તા હું, વેદજ્ઞ હું જ. ૧૫.
લોકે છે પુરુષો આ બે: ક્ષર ને વળી અક્ષર,
ક્ષર છે વ્યક્ત સૃષ્ટિ, ને માયા અવ્યક્ત અક્ષર. ૧૬.
પરમાત્મા કહે જેને તે એ બેથી ય ઉત્તમ,
વ્યાપી ત્રિલોકમાંહી એ પોષે અવ્યય ઇશ્વર. ૧૭.
ઉત્તમ ક્ષરથી હું છું, અક્ષરથી ય ઉત્તમ,
તેથી કહે મને લોકે ને વેદે પુરુષોત્તમ. ૧૮.
મોહ છોડી મને જાણે આમ જે પુરુષોત્તમ,
તે જાણે બધું યે ને તે સર્વ ભાવે ભજે મને. ૧૯.
ગુહ્યમાં ગુહ્ય આ શાસ્ત્ર કહ્યું મેં આમ, જાણી તે
થવાય બુદ્ધિશાળી ને જીવ્યું સફળ થાય છે. ૨૦.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમાં શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદમાં પુરુષોત્તમયોગ નામનો પંદરમો અધ્યાય પૂરો થયો.

# षोडशोऽध्यायः

श्रीभगवानुवाच ।

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥३॥
दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥४
दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥५
द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥६॥
प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७॥
असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥८॥
एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥९॥
काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥१०॥
चिन्तामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥११॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥१२॥

# અધ્યાય સોળમો

શ્રી ભગવાન બોલ્યા—

અભય, ચિત્તની શુદ્ધિ, ને નિષ્ઠા જ્ઞાનયોગમાં,
દાન, સંયમ, ને યજ્ઞ, વેદાભ્યાસ, સીધાપણું,
અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન,
અલાલસા, દયા ભૂતે, કુમાશ, ઠાવકાપણું,
તેજ*, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ, નમ્રતા, તપ,
લાજ,—એ હોય સંપત્તિ દૈવીમાં જન્મનારને. ૧–૩.
દંભ, દર્પ, ખુમારી, ને ક્રોધ, કઠોરતા અને
અજ્ઞાન હોય આસુરી સંપદે જન્મનારને. ૪.
દૈવી સંપત્તિ દે મોક્ષ, બાંધે સંપત્તિ આસુરી,
કર ના શોક, તું જન્મ્યો દૈવી સંપત્તિને લઈ. ૫.
પ્રાણી જન્મે જગે દૈવી આસુરી બે પ્રકારનાં,
કહ્યાં વિસ્તારથી દૈવી, આસુરી લે હવે સુણી. ૬.
પ્રવૃત્તિ કે નિવૃત્તિને ન જાણે જન આસુરી,
સત્ય, આચાર ને શૌચ એમનામાં મળે નહિ. ૭.
એ કહે કે 'નથી લોકે બ્રહ્મ, આધાર કે પ્રભુ,
સૃષ્ટિક્રમ નથી, એમાં હોય શું મોજથી બીજું?' ૮.
એવું માની કરી કર્મો કારમાં, મંદબુદ્ધિ એ
શત્રુઓ પતિતો જન્મે વિનાશ કરવા જગે. ૯.
અખૂટ વાસના, દંભ, મદ, માનભર્યા, કરી
મોહથી દુષ્ટ સંકલ્પો, વર્તે દુષ્ટ વ્રતો લઈ. ૧૦.
જિંદગીભર ભોગોની ચિંતા અમાપ રાખતા,
કામોપભોગમાં મસ્ત, એને સર્વસ્વ માનતા,
કામી, ક્રોધી, ફસાયેલા આશાજાળે જ સેંકડો,
ઇચ્છે છે ભોગ કાજે એ અન્યાયે ધનના ઢગો. ૧૧, ૧૨.

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥१३॥
असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥१४॥
आढ्योऽभिजनवानस्मि कोऽन्योस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥१५॥
अनेकचित्तविभ्रांता मोहजालसमावृता ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥१६॥
आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजंते नामयज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥१७॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥१८॥
तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥१९॥
आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥२०॥
त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथालोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥२१॥
एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥२२॥
यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥
तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥२४॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-संवादे दैवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

'આજે મેં મેળવ્યું આ, ને આ ઇચ્છા પાર પાડું હું;
આટલું ધન મારું છે, ને થશે કાલ આટલું;
માર્યો આ શત્રુને મેં, ને મારીશ અન્યને પછી;
હું જ ઇશ્વર, હું ભોક્તા, સિદ્ધ હું, જબરો, સુખી,
હું શ્રીમંત, કુલીન હું, કોણ છે હું સમો બીજો?
કરું યજ્ઞ, મઝા, દાન'—એમ અજ્ઞાનમાં મૂઢો
કિલ્લા હવાઈ બાંધીને, મોહજાળે ફસાઇને
ભોગોમાં લપટાઈને ગંદા નરકમાં પડે. ૧૩-૧૬.
એ અક્કડ અભિમાની માતેલા ધનમાનથી
કરે છે નામના યજ્ઞો છોડીને વિધિ દંભથી. ૧૭.
અહંતા બળ ને દર્પ કામ ક્રોધ કરે, અને
નિજ ને પારકા દેહે નિંદે છે દ્વેષથી મને. ૧૮.
દ્વેષીલા ક્રૂર ને દુષ્ટ એ નરાધમને બધા
આસુરી જ હું યોનિમાં સંસારે નાખું છું સદા. ૧૯.
આસુરી યોનિ પામી એ મૂર્ખો પામે મને નહિ,
તેમની થાય તેથી તો જન્મોજન્મ અધોગતિ. ૨૦.
કામ, ક્રોધ અને લોભ નરકદ્વાર છે ત્રણે
આત્મનાશ કરે એવાં, તેથી એ તજવા ત્રણે. ૨૧.
અંધારાં એ ત્રણે દ્વારોથી છૂટી માર્ગ લે જન
આત્મકલ્યાણનો, તેથી પામે છે ગતિ ઉત્તમ. ૨૨.
શાસ્ત્રનો વિધિ છોડીને સ્વેચ્છાએ વર્તનારને
સાફલ્ય, સુખ ને શ્રેષ્ઠ ગતિ એ કાંઇ ના મળે. ૨૩.
કાર્ય અકાર્ય એ બે શું એમાં શાસ્ત્ર પ્રમાણ છે,
શાસ્ત્રાજ્ઞા સમજી છાજે કરવું કર્મ આ જગે. ૨૪.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમાં શ્રી કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં દૈવાસુર-સંપદ્વિભાગયોગ નામનો સોળમો અધ્યાય પૂરો થયો.

# सप्तदशोऽध्यायः

अर्जुन उवाच ।

ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयाऽन्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥१॥

श्रीभगवानुवाच ।

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥२॥
सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥३॥
यजंते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥४॥
अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ।
दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥५॥
कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवांतःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥६॥
आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥७॥
आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥
कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥९॥
यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥१०॥
अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥११॥

# અધ્યાય સત્તરમો

અર્જુન બોલ્યો—

વિધિ વિના કરે પૂજા શ્રદ્ધાથી, તેમની કયી
અવસ્થા ? સાત્ત્વિકી કે શું રાજસી કે શું તામસી ? ૧.

શ્રી ભગવાન બોલ્યા—

છે પ્રાણીમાત્રની શ્રદ્ધા સ્વભાવે ત્રણ જાતની,
સાત્ત્વિકી, રાજસી તેમ તામસી, તે તું લે સુણી. ૨.
હોય છે સર્વની શ્રદ્ધા સ્વસ્વભાવાનુસાર તે,
બને માણસ શ્રદ્ધાનો, શ્રદ્ધા જે હોય તે જ તે. ૩.
દેવોને સાત્ત્વિકો પૂજે, રાજસો યક્ષદૈત્યને,
બીજા તામસ લોકો તો પૂજે છે ભૂતપ્રેતને. ૪.
અહંકારી અને દંભી, કામ આસક્તિને બળે
ભરેલા, એ કરે શાસ્ત્રવિરુદ્ધ તપ ઘોર જે,
દેહે રહેલ તત્ત્વોને ને મને દૂબળો કરે,
આસુરી નિશ્ચયોવાળા જાણ તું, પાર્થ, તેમને. ૫, ૬.
ગમે આહાર ને યજ્ઞ તપ દાન બધાયને
ત્રણ પ્રકારનાં જુદાં, તેના તું ભેદ સુણજે. ૭.
આયુષ્ય સત્ત્વ આરોગ્ય શક્તિ પ્રીતિ સુખપ્રદ,
રસ્ય, સ્નિગ્ધ, સ્થિર, હૃદ્ય આહાર સાત્ત્વિકો ચહે. ૮.
અતિ ખાટું તીખું ખારું ઊનું તીક્ષ્ણ વિદાહી ને
લૂખું, દુઃખ કરે શોક રોગ, તે રાજસો ચહે. ૯.
ટાઢું બેસ્વાદ ગંધાતું છાંડેલું રાતવાસી ને
અપવિત્ર ગમે અન્નપાન તામસ લોકને. ૧૦.
વિધિથી શાંતિથી યજ્ઞ માની કર્તવ્ય થાય જે
ફલાશા છોડીને, તેને યજ્ઞ સાત્ત્વિક તો કહે. ૧૧

अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥१२॥

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥१३॥

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥१४॥

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥१५॥

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥१६॥

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥१७॥

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥१८॥

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥१९॥

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥२०॥

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥२१॥

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥२२॥

ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥२३॥

ફળના હેતુથી થાય, થાય દેખાવ કાજ જે
યજ્ઞ તેને, કુરુશ્રેષ્ઠ, યજ્ઞ રાજસ તો કહે. ૧૨.
દક્ષિણા, વિધિ, ને મંત્ર, શ્રદ્ધા ને બ્રહ્મભોજન
વિના યજ્ઞ કરે તેને કહે છે યજ્ઞ તામસ. ૧૩.
દેવવિપ્રગુરુજ્ઞાનીપૂજા, શૌચ જ, આર્જવ,
બ્રહ્મચર્ય, અહિંસા—એ છે શરીર તણું તપ. ૧૪.
હિતનું સાચું ને મીઠું અદુ:ખકર બોલવું,
અભ્યાસ શાસ્ત્રનો—એને કહે છે તપ વાણીનું. ૧૫.
શાંતિ, શીળાપણું, મૌન અને ઈન્દ્રિયનિગ્રહ,
ભાવનાશુદ્ધિ—એ સર્વને કહે મનનું તપ. ૧૬.
યુક્ત થૈ, ફળની આશા વિના ત્રણ પ્રકારનું
તપ અનન્ય શ્રદ્ધાથી થાય, તે તપ સાત્ત્વિક. ૧૭.
સત્કાર માન ને પૂજા પામવા, થાય દંભથી
તપ જે ચળ અસ્થિર, કહે તેને જ રાજસી. ૧૮.
તપ દુરાગ્રહે થાય કે ગજા ઉપરાંત કે
કરવા નાશ બીજાનો, તેને તામસ તો કહે. ૧૯.
દાન ખાતર જે દાન કરાય બદલા વિના
યોગ્ય દેશે અને કાળે સુપાત્રે, તે જ સાત્ત્વિક. ૨૦.
બદલો વાળવા માટે, ફળની આશ રાખીને,
કમને દાન દેવાય, તેને રાજસ તો કહે. ૨૧.
કુદેશે કે કુકાળે કે કુપાત્રે તરછોડી જે
દાન માન વિના થાય, તેને તામસ તો કહે. ૨૨.
પડ્યું છે બ્રહ્મનું નામ ૐ તત્ સત્ ત્રણ શબ્દનું,
તેનાથી બ્રાહ્મણો વેદો યજ્ઞો પૂર્વે થયા સહુ. ૨૩.

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥२४॥

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥२५॥

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥२६॥

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥२७॥

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥२८॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः ॥१७॥

તેથી ૐકાર બોલીને બ્રહ્મવાદી કરે સદા
કહેલી શાસ્ત્રમાં સર્વે યજ્ઞદાનતપક્રિયા. ૨૪.
મોક્ષાર્થી યજ્ઞ ને દાન તપની વિવિધ ક્રિયા
તત્ બોલીને કરે છે એ ફળઆશા કર્યા વિના. ૨૫.
ન હોય તે થતું જ્યારે, દુષ્ટ સારો વળી બને,
શુભ કર્મ થતું, ત્યારે સત્ શબ્દ વપરાય છે. ૨૬.
યજ્ઞમાં તપમાં દાને સ્થિરતાને ય સત્ કહે,
બ્રહ્માર્પણ કરેલાં જે કર્મો તેને ય સત્ કહે. ૨૭.
અશ્રદ્ધાથી થતાં યજ્ઞ દાન ને તપ કામ જે,
કહે તેને 'અસત્', બેઉ લોકમાં વ્યર્થ તે જ છે. ૨૮.

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)યોગશાસ્ત્રમાં શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદમાં શ્રદ્ધાત્રયવિભાગયોગ નામનો સત્તરમો અધ્યાય પૂરો થયો.

# अष्टादशोऽध्यायः

अर्जुन उवाच ।

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

श्रीभगवानुवाच ।

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥ ९ ॥

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥१०॥

# અધ્યાય અઢારમો

અર્જુન બોલ્યો—

જાણવું છે, પ્રભુ, મારે સંન્યાસનુ રહસ્ય ને
રહસ્ય ત્યાગનુ યે શું, જણાવો ભેદ એ મને. ૧.

શ્રી ભગવાન બોલ્યા—

ત્યાગને કામ્ય કર્મોના શાણા સંન્યાસ તો કહે,
સર્વ કર્મફળો કેરા ત્યાગને ત્યાગ એ કહે. ૨.
કો કહે કર્મમાં દોષ છે તેથી કર્મ છોડવાં,
ન છોડવી કહે બીજા યજ્ઞદાનતપક્રિયા. ૩.
ત્યાગ બાબતમાં મારો સુણ નિર્ણય, અર્જુન,
ત્રણ પ્રકારનો ત્યાગ કહ્યો છે, હે ધનંજય. ૪.
યજ્ઞ દાન તપશ્ચર્યા કરવાં જ, ન છોડવાં,
શાણાઓને કરે શુદ્ધ યજ્ઞદાનતપક્રિયા. ૫.
કરવાં જોઈએ કર્મો એ ય આસક્તિ ને ફળ
છોડીને, પાર્થ, એ મારો નક્કી છે મત ઉત્તમ. ૬
શાસ્ત્રોક્ત કર્મનો ત્યાગ કદી ન કરવો ઘટે,
તજે જે મોહથી એને, ત્યાગ તામસ તો કહે. ૭
કર્મ દુઃખ જ છે માની, કાયાને કષ્ટની બીકે
રાજસ ત્યાગવાળાને ત્યાગનુ ફળ ના મળે. ૮.
કરવું જોઈએ માની શાસ્ત્રોક્ત કર્મ જે કરે
આસક્તિ ફળ છોડીને, તે તો સાત્ત્વિક ત્યાગ છે. ૯.
ત્યાગી સાત્ત્વિક મેધાવી ન કરે દૃઢ નિશ્ચયી
અલાભકર્મનો દ્વેષ, આસક્તિ લાભકર્મની. ૧૦.

न हि देहभृता शक्यं त्यक्तु कर्माण्यशेषत ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥११॥
अनिष्टमिष्टं मिश्रं च त्रिविध कर्मण फलम् ।
भवत्यत्यागिना प्रेत्य न तु संन्यासिना क्वचित् ॥१२॥
पंचैतानि महाबाहो कारणानि निबोध मे ।
साख्ये कृताते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥१३॥
अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पंचमम् ॥१४॥
शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नर ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतव ॥१५॥
तत्रैव सति कर्तारमात्मानं केवलं तु य ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मति ॥१६॥
यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥१७॥
ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करण कर्म कर्तेति त्रिविध कर्मसंग्रह ॥१८॥
ज्ञान कर्म च कर्ता च त्रिधैव गुणभेदत ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥१९॥
सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञान विद्धि सात्त्विकम् ॥२०॥
पृथक्त्वेन तु यज्ज्ञान नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥२१॥
यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्प च तत्तामसमुदाहृतम् ॥२२॥
नियतं संगरहितमरागद्वेषत कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥२३॥

બધાં યે કર્મને કોઇ પ્રાણી નવ તજી શકે,
પણ કર્મફળો છોડે તેને ત્યાગી ખરો કહે. ૧૧.
અનિષ્ટ, ઈષ્ટ ને મિશ્ર ફળ એ ત્રણ જાતનું
અત્યાગી તો મરી* પામે, પામે સંન્યાસી ના કદી. ૧૨.
સાંખ્યશાસ્ત્રે કરી નક્કી કહ્યાં આ પાંચ કારણ
કાર્યની સિદ્ધિનાં, મારી પાસેથી તે તું સાંભળ. ૧૩
કાર્યનાં સ્થાન, ને કર્તા, સાધનો વિવિધ ત્રીજું,
જુદી જુદી ક્રિયાઓ, ને દૈવ કારણ પાંચમું. ૧૪
કાયાથી, મનથી, વાણીથી કરે નર કર્મ જે
સારું કે નરસું, તેનાં પાંચે કારણ આ જ છે. ૧૫.
હોવાથી આમ, જે મૂઢ માને કે હું જ એકલો
કરું છું, તે અસંસ્કારી જન તદ્દન આંધળો. ૧૬.
અહંકાર નથી જેને, જેની લેપાય બુદ્ધિ ના,
ન તે હણે, ન બંધાય, સર્વ લોક હણ્યા છતાં. ૧૭.
કરવું શી રીતે, શું ને કોણે—એ ત્રણ જાણવાં,
સાધનો ને ક્રિયા કર્તા—ત્રણથી કર્મ સાધવાં. ૧૮.
ગુણભેદે કહી સાંખ્યશાસ્ત્રમાં ત્રણ જાત જે
જ્ઞાન કર્મ અને કર્તાની, યથાસ્થિત સુણ તે. ૧૯.
જુદા સર્વ પદાર્થોમાં અખંડ એક અવ્યય
આત્મા દેખાય જે જ્ઞાને, તે તો છે જ્ઞાન સાત્ત્વિક. ૨૦
દેખાતી સર્વ ભૂતોમાં જુદી વિવિધ વસ્તુને
સમજે જ્ઞાન જે જુદી, જાણ રાજસ જ્ઞાન તે. ૨૧.
હેતુ વિનાનું, સર્વસ્વ માનતું એક વસ્તુને,
આસક્ત, છીછરું, થોડું જ્ઞાન, તામસ જ્ઞાન છે. ૨૨.
રાગ દ્વેષ ફલાશાને છોડીને જે કરાય છે
શાસ્ત્રોક્ત ને અનાસક્ત કર્મ, સાત્ત્વિક કર્મ તે. ૨૩.

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥२४॥
अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥२५॥
मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥२६॥
रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥२७॥
अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥२८॥
बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥२९॥
प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥३०॥
यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥३१॥
अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥३२॥
धृत्या यया धारयते मनःप्राणेंद्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥३३॥
यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।
प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥३४॥
यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥
सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥३६॥

ફ્લાશા ને અહંકાર રાખી કર્મ કરાય જે,
ધમાલ વૈતરું જેમાં, તે તો રાજસ કર્મ છે. ૨૪.
પરિણામ, ગજું, હાનિ, હિંસાનો ખ્યાલ ના કરી
કરાય મોહથી કર્મ, તે તો છે કર્મ તામસી. ૨૫.
નથી હુંપદ આસક્તિ, જેમાં ઉત્સાહ ધૈર્ય છે,
સમ સિદ્ધિઅસિદ્ધિમાં, કર્તા સાત્ત્વિક તે જ છે. ૨૬.
આસક્તિ, ફળની ઇચ્છા, લોભ, હિંસા, મલિનતા,
હર્ષ ને શોક જેનામાં, કર્તા રાજસ તે કહ્યો. ૨૭.
જડસુ, આળસુ, નીચ, જક્કી, પામર ને શઠ,
લાસરિયો, ઉદાસી જે કર્તા તે હોય તામસ. ૨૮
ગુણભેદે પૂરેપૂરા બુદ્ધિ ને ધૈર્યના કહું
ત્રણ ભેદો જુદા જુદા, ભેદ એ સુણ, પાર્થ, તું. ૨૯.
જાણે પ્રવૃત્તિ નિવૃત્તિ, જાણે કાર્ય અકાર્ય જે
ભય અભય ને બંધ મોક્ષ, સાત્ત્વિક બુદ્ધિ તે. ૩૦.
ધર્મ અધર્મ ને કાર્ય અકાર્ય એ ખરા રૂપે
સમજાય ન જેથી તે, પાર્થ, રાજસ બુદ્ધિ છે. ૩૧.
જે અજ્ઞાનથી ઘેરાઈ માને ધર્મ અધર્મને,
હોય તેથી બધું ઊંધું માને, તામસ બુદ્ધિ તે. ૩૨.
ઇન્દ્રિયો મન ને પ્રાણ સમતાથી કરે ક્રિયા
શાસ્ત્રને વશ જેનાથી, તે છે સાત્ત્વિક ધીરજ ૩૩.
ધર્મ અર્થ અને કામ ટકે જેથી, અને કરે
પ્રસંગે ફળની આશા જે, તે રાજસ ધૈર્ય છે. ૩૪
દુર્બુદ્ધિ જન જેનાથી ન છોડે ઊંઘ ને ભય
ઉદાસી મદ ને શોક, તે છે ધીરજ તામસ. ૩૫.
હવે સુણ કહું છું હું ત્રણ પ્રકારનાં સુખો.
મહાવરાથી ગમે છે જે, આણે જે અંત દુઃખનો,

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥३७॥
विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८॥
यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥३९॥
न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥४०॥
ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥४१॥
शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥४२॥
शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥४३॥
कृषिगौरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥४४॥
स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥४५॥
यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥४६॥
श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥४७॥
सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥४८॥
असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥४९॥

આરંભે ઝેર જેવું ને અંતે અમૃત તુલ્ય જે,
થતું જે સ્વચ્છ બુદ્ધિથી, સુખ સાત્વિક તે જ છે. ૩૬, ૩૭
ઇન્દ્રિયો વિષયો કેરા સંયોગનું, સુધાસમું
આરંભે, ઝેરશું અંતે, સુખ રાજસ તે કહ્યું. ૩૮.
આરંભે ને વળી અંતે આત્માને મોહ જે કરે,
ઊંઘ, આળસ, દુર્લક્ષ કેરું, તામસ સુખ તે. ૩૯.
પૃથ્વી કે સ્વર્ગમાં દેવોમાં નથી એવું કોઈ યે,
જેમાં તદન ના હોય પ્રકૃતિના ગુણો ત્રણે. ૪૦
બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રોનાં, પાર્થ, કર્મના
સ્વભાવસિદ્ધ ગુણોના ધોરણે ભાગ છે પડયા. ૪૧.
શમ દમ ક્ષમા શૌચ જ્ઞાન સરળતા તપ
આસ્તિકતા જ વિજ્ઞાન—વિપ્રનાં ગુણકર્મ એ. ૪૨.
શૌર્ય પ્રભાવ ને ધૈર્ય, યુદ્ધે પીઠ ન ફેરવે,
દાન ચાતુર્ય ને સત્તા—ક્ષત્રીનાં ગુણકર્મ છે. ૪૩.
ખેતી વેપાર ગોરક્ષા વૈશ્યનાં ગુણકર્મ છે,
નોકરી ચાકરી એ તો શૂદ્રોનું ગુણકર્મ છે. ૪૪.
રચ્યો રહે સ્વકર્મોમાં પામે છે સિદ્ધિ તે જન,
સ્વકર્મ કરનારાને સિદ્ધિ કેમ મળે સુણ. ૪૫.
નીકળી સૃષ્ટિ જેમાંથી, જેણે વિસ્તાર્યું આ બધું,
તેને પૂજી સ્વકર્મોથી પામે છે સિદ્ધિ માનવ. ૪૬.
પરધર્મ સાહેલાથી સ્વધર્મ અઘરો રૂડો,
કરે શાસ્ત્રોક્ત કર્મો જે તેને દોષ ન લાગતો. ૪૭
હોય દોષભર્યાં તો યે નિજ કર્મ ન છોડવાં,
અગ્નિમાં ધૂમશા સર્વ કર્મમાં દોષ છે રહ્યા. ૪૮.
બુદ્ધિ જેની અનાસક્ત બધે, નિઃસ્પૃહ, સંયમી,
સંન્યાસથી મળે તેને નૈષ્કર્મ્યસિદ્ધિ તો ઊંચી. ૪૯.

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥५०॥
बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥५१॥
विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥५२॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥५३॥
ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥५४॥
भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥५५॥
सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥५६॥
चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥५७॥
मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥५८॥
यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥५९॥
स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥६०॥
ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥६१॥
तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥६२॥

બ્રહ્મપ્રાપ્તિ પરાકાષ્ઠા જ્ઞાનની, એ શી રીતથી
મળે સિદ્ધિ મળ્યાથી, તે ટૂંકામાં કહું લે સુણી. ૫૦.
રાખી વિશુદ્ધ બુદ્ધિ જે, મનને રોકી ધૈર્યથી,
શબ્દાદિ વિષયો છોડી, રાગદ્વેષ તજી વળી,
રહે એકાંતમાં, ખાય હલકું, દેહ વાણી ને
મન રોકે, સદા ધ્યાનમગ્ન, વૈરાગ્ય રાખીને,
અહંતા મમતા કામ ક્રોધ ગુમાન સંગ્રહ
બળ છોડી રહે શાંત, બ્રહ્મરૂપ બની શકે. ૫૧-૫૩.
શાંત, બ્રહ્મ બનેલો તે ઇચ્છા ને શોક ના કરે,
સર્વમાં સમ થૈ, મારી ભક્તિ ઉત્તમ મેળવે. ૫૪.
જાણે એ ભક્તિથી કે હું કેવડો કોણ છું ખરે,
મને જાણી ખરે રૂપે મારામાં એ પછી ભળે. ૫૫.
મારામાં રહી એ સર્વ કર્મ રોજ કરે છતાં
મારી કૃપા વડે પામે પદ શાશ્વત અવ્યય. ૫૬.
મને અર્પી બધાં કર્મ મનથી, મગ્ન થૈ હુંમાં,
સમબુદ્ધિ રહી રાખ મારામાં ચિત્ત સર્વદા. ૫૭
મારામાં મગ્ન તું મારી કૃપાથી દુઃખ સૌ તરે,
નહિ સુણે અહંતાથી, તહારો નાશ તો થશે. ૫૮.
માને છે તું અહંકારે કે લડીશ નહિ હું, એ
વૃથા નિશ્ચય છે તારો, સ્વભાવ ખેંચશે તને. ૫૯.
મળેલું જન્મથી તારું કર્મ જો તું નહિ કરે
મોહથી, તો બળાત્કારે સ્વભાવ જ કરાવશે. ૬૦.
હૃદયે સર્વ ભૂતોના, પાર્થ, ઈશ્વર તો વસે,
ચગડોળે ચડેલાંને માયાથી ગોળ ફેરવે. ૬૧.
અનન્ય ભાવથી તેને શરણે જા તું, અર્જુન,
કૃપાથી મળશે તેની શાંતિ ને પદ શાશ્વત. ૬૨.

इति ते ज्ञानमाख्यातं गुह्याद् गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥६३॥
सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥६४॥
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥६५॥
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥६६॥
इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥६७॥
य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥६८॥
न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥६९॥
अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥७०॥
श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥७१
कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥७२॥

अर्जुन उवाच ।

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥७३॥

संजय उवाच ।

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥७४॥

આમ મેં ગુહ્યમાં ગુહ્ય કહ્યું જ્ઞાન તને પર,
એને પૂરું વિચારી, જે ઠીક લાગે તું તે કર. ૬૩.
ગુહ્યમાં ગુહ્ય ને છેલ્લી હવે વાત તું સાંભળ,
તું મને બહુ વ્હાલો છે તેથી તારું કહું હિત. ૬૪.
મને સ્મર, મને પૂજ, મને ભજ, મને નમ,
આપું કોલ, તું પામીશ મને જ, તું મને પ્રિય. ૬૫.
સર્વ ધર્મો તજી ફક્ત મારું જ શરણું તું લે,
મુઝા ના, સર્વ પાપોથી છોડાવીશ જ હું તને. ૬૬.
અતપસ્વી, અભક્તો, ને જેને સાંભળવું નથી,
મારી નિંદા કરે તેને આ કહીશ તું ના કદી. ૬૭.
કહેશે મુજ ભક્તોને જે આ પરમ ગુહ્ય, તે
ભક્તિ શ્રેષ્ઠ કરી મારી નક્કી જ પામશે મને. ૬૮
એનાથી વધુ ના કોઇ મારું પ્રિય કરે જગે,
ને થશે ન વધુ વ્હાલો એનાથી કોઇ આ જગે. ૬૯.
ભણશે ધર્મસંવાદ આપણો આ મનુષ્ય જો,
જ્ઞાનયજ્ઞ કર્યો મારો એણે, માનીશ એવું તો. ૭૦.
દોષ કાઢયા વિના આ જે શ્રદ્ધાથી જન સાંભળે,
પામે નિષ્પાપ થૈ પુણ્યશાળીના શુભ લોક તે. ૭૧.
એકાગ્ર ચિત્તથી તેં આ સાંભળ્યું ને, ધનંજય ?
તારો અજ્ઞાનનો મોહ પામ્યો ને નાશ, અર્જુન ? ૭૨.

અર્જુન બોલ્યો—

આવી સાન, ગયો મોહ કૃપાથી તુજ, હે પ્રભુ,
ટળી શંકા, ઊઠયો આ હું, કહ્યું તારું કરીશ હું. ૭૩.

સંજય બોલ્યો—

મહાત્મા પાર્થ ને કૃષ્ણ કેરો સંવાદ આ સુણ્યો
રૂંવાં ઊભાં કરે એવો, આવો, અદ્દભુત મેં બધો. ૭૪.

व्यासप्रसादाच्छ्रुतवानेतद् गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥७५॥
राजन् संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥७६॥
तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥७७॥
यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥७८॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
मोक्षसंन्यासयोगो नामाष्टादशोऽध्यायः ॥ १८ ॥

કૃષ્ણ યોગેશ્વરે પોતે કહ્યો ઉત્તમ ગુહ્ય જે
કર્મયોગ સુણ્યો એ મેં વ્યાસ કેરી કૃપા વડે. ૭૫.
કૃષ્ણઅર્જુન કેરો આ સ્મરું છું જેમ જેમ હું
પુણ્ય અદ્‌ભુત સંવાદ, હરખું તેમ તેમ હું. ૭૬
પેલું હરિ તણું રૂપ અત્યદ્‌ભુત સ્મરી સ્મરી
બહુ વિસ્મય પામું ને હરખાઉં ફરી ફરી. ૭૭.
જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ ને ધનુર્ધર અર્જુન,
ત્યાં લક્ષ્મી, જય, ઐશ્વર્ય, નીતિ, માનું હું શાશ્વત. ૭૮

આ પ્રમાણે શ્રી ભગવાને ગાયેલી ઉપનિષદમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત (કર્મ)-યોગશાસ્ત્રમાં શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદમાં મોક્ષસંન્યાસયોગ નામનો અઢારમો અધ્યાય પૂરો થયો.

# ગીતાર્થબોધ

( કૌસમા આપેલા આકડા શ્લોકોના છે )

## અધ્યાય પહેલો

કુરુક્ષેત્રમા કૌરવોની અને પાડવોની સેના લડવા માટે સામસામે ગોઠવાઈ ગઈ હતી તે વખતે દુર્યોધને પહેલા ધૃષ્ટદ્યુમ્ને કરેલી પાડવો ની વ્યૂહરચના તરફ, પાડવપક્ષના મોટા મોટા નાયકો તરફ અને પછી પોતાની સેનાના મુખ્ય મુખ્ય નાયકો તરફ દ્રોણાચાર્યનુ ધ્યાન ખેચીને પોતાનુ સૈન્ય અખૂટ છે એવુ બતાવીને બધાને પોતપોતાને સોપેલા નાકા સભાળવાનું કહ્યુ (૨ થી ૧૧)

પછી બને પક્ષના નાયકોએ શખ ફૂકીને સામસામી સલામી આપી (૧૨ થી ૧૯) ત્યાર પછી શસ્ત્રનો મારો શરૂ થવાનો વખત આવતા અર્જુન પણ લડવાને તૈયાર તો થયો પણ પોતાને કોની કોની સાથે લડવાનુ છે તે જોવા માટે પોતાનો રથ શ્રીકૃષ્ણ પાસે બને સૈન્યની વચમા લેવડાવ્યો, અને શ્રીકૃષ્ણે એને દેખાડયુ કે તારે અમુક અમુક સ્વજનો સામે લડવાનુ છે (૨૦ થી ૨૬)

પોતાના કયા કયા સ્વજનોનો પોતાને જ હાથે વધ કરવો પડશે એનો પ્રત્યક્ષ ચિતાર જોઈને અર્જુન દયાથી અને ખેદથી ઢીલો થઈ ગયો (૨૭ થી ૩૦), અને સ્વજનોને હણીને રાજ્ય અને સુખ ભોગવવા તરફ એરૂ અણગમો દેખાડયો (૩૧ થી ૩૭) લોભથી આધળા બનેલા કૌરવો તો કુળનો નાશ કરે, પણ યુદ્ધમા કુળનો નાશ થવાથી થનારી ઘોર અનર્થપરપરાને સમજનાર પાડવોએ યુદ્ધ માથી ખસી જવુ જોઈએ એમ કહીને અર્જુને કુળના નાશથી કેટકેટલું અનિષ્ટ થાય છે તે ગણાવ્યું (૩૮ થી ૪૪) અને રાજ્યના લોભ ખાતર કુળનો નાશ કરવાનું મહાપાપ કરવા કરતા લડ્યા વિના કે બચાવ પણ કર્યા વિના કૌરવોને હાથે મરવુ સારૂ એમ કહીને

હથિયાર હેઠાં મૂકી દઇને મુઝાયેલો અર્જુન રથમાં બેસી ગયો. (૪૫ થી ૪૭).



## અધ્યાય બીજો

અર્જુનની મુઝવણ મટાડવાને શ્રીકૃષ્ણે પહેલાં તો અપજશની બીક બતાવીને એને ઉત્સાહમાં આણવાનો પ્રયત્ન કર્યો. (૨, ૩). પણ અર્જુનને સુખ માટે વડીલોનો વધ કરવા કરતાં માગી ખાવું વધારે સારૂં લાગતું હતું (૪, ૫), યુદ્ધમાં પોતાનુ શ્રેય શામાં છે તેની એને સુઝ પડતી ન હતી (૬) અને લડવાથી રાજ્ય મળે તેથી પણ એનો શોક મટે એવો ન હતો (૮), તેથી મુઝાઇને હવે શું કરવામાં પોતાનુ કલ્યાણ છે એ સમજવા માટે એ શ્રીકૃષ્ણને શરણે ગયો. (૭).

એટલે શ્રીકૃષ્ણે અર્જુનને પહેલાં જ્ઞાનમાર્ગની દલીલોથી સમજાવ્યો. (૧૧ થી ૩૦). મરણનો શોક કરવો ન જોઇએ (૧૧), કેમ કે આત્મા નથી જન્મતો કે નથી મરતો. (૧૨). જેમ ઉમ્મરને લીધે તેમ મરણને લીધે પણ માત્ર શરીર બદલાય છે, આત્મા બદલાતો નથી. (૧૩). હવે, શરીર તથા શરીર દ્વારા થતા સુખદુઃખ નાશવંત છે તેથી એ કોઇના રાખ્યાં રહેવાનાં નથી અને આત્મા અવિનાશી હોવાથી એ કોઇનો માર્યો મરવાનો નથી, માટે તું લડ. (૧૪ થી ૧૮). શરીર મરે છે અને મરાય છે, આત્મા નહિ. આત્મા તો નથી જન્મતો કે નથી મરતો. શરીર ગમે એટલાં બદલાય પણ આત્મા તો એ ને એ જ હોય છે. એને કશાથી કંઈ થતું નથી (૧૯ થી ૨૫). પણ ઘડીભર માની લઇએ કે દેહ સાથે આત્મા પણ જન્મે છે અને મરે છે, તો પણ જન્મે તે મરે અને મરે તે જન્મે એ અફર નિયમ તું શોક કરીશ તેથી કંઈ બદલાવાનો નથી. માટે બધુ વિચારતાં તારે મરણનો શોક ન કરવો જોઇએ (૨૬ થી ૩૦) અને લડવુ જોઇએ.

વળી, શ્રીકૃષ્ણે અર્જુનને એનુ કર્તવ્ય સમજાવતાં કહ્યું કે તારા જેવા ક્ષત્રિયને આવું વણમાગ્યું ધર્મયુદ્ધ કરવાનું મળે એ તારું અહોભાગ્ય છે (૩૧, ૩૨), છતાં તું યુદ્ધ નહિ કરે તો દુનિયામાં તારી નિંદા થશે (૩૩ થી ૩૬); પણ લડવામાં તો લાભ જ છે; જીતીશ તો રાજ્ય અને મરીશ તો સ્વર્ગ મળશે. માટે કર્તવ્યની દૃષ્ટિએ પણ તારે યુદ્ધ કરવું જોઇએ. (૩૭).

ત્યાર પછી શ્રીકૃષ્ણે એને સમજાવ્યું કે કર્મયોગની દૃષ્ટિએ પણ તારે લડવું જોઇએ. (૩૮ થી ૫૩). પરિણામ ગમે તેવું આવે તો પણ તારે તારી ફરજ બજાવવી જોઇએ. (૩૮). એવી યુક્તિ (કુનેહ)થી કામ કરવાથી પાપ કે પુણ્ય થતું નથી (તેથી નવું પ્રારબ્ધ બંધાતું નથી) તેથી જન્મમરણના ચક્રરમાં પડવું પડતું નથી. (૩૯). આ રસ્તો સહેલો, સચોટ અને સલામત છે. (૪૦). ફક્ત કર્તવ્યનો જ વિચાર રાખનારની બુદ્ધિ કર્તવ્યમાંથી ડગતી નથી, પણ વેદિયા કર્મકાંડીની માફક જે માણસ સુખસત્તાને પોતાનું પરમ ધ્યેય માનીને 'જીસ તડમેં લડ્ડુ ઇસ તડમેં હમ' એ રીતે કામ કરે છે તેનું સુખસત્તા પાછળ લટકતું મન કર્તવ્યમાં સ્થિર થતું નથી. માટે પરિણામની વાત પ્રભુને સોંપી તું તારુ કર્તવ્ય કર. (૪૧ થી ૪૬). કર્તવ્ય છોડવું નહિ, પણ કર્તવ્યના ફળની આશા છોડવી. કામ કરતાં કામનું ધાર્યું ફળ મળે કે ન મળે તો યે બુદ્ધિની સમતા (સમતોલપણું, સ્થિરતા) રાખવી એનુ નામ કર્મયોગ. કર્તવ્ય કરવા છતાં કર્તવ્યના ફળની બાબતમાં તું નિઃસ્પૃહ થઇશ ત્યારે તું કર્મયોગી થઇશ. (૪૭ થી ૫૩).

ઉપર શ્લોક ૪૯માં શ્રીકૃષ્ણે બુદ્ધિની સ્થિરતા (સમતા) રાખવાનું કહ્યું એટલે અર્જુને પૂછ્યું કે *સ્થિર બુદ્ધિવાળો માણસ કેવો હોય?* (૫૪). એના જવાબમાં શ્રીકૃષ્ણે કહ્યું કે સ્થિતપ્રજ્ઞ (સ્થિર બુદ્ધિવાળો માણસ) ઇચ્છા કરતો નથી. એ સંતોષી હોય છે; હર્ષ, શોક, રાગ, દ્વેષ, ભય અને ક્રોધ કરતો નથી. એ સંયમી હોય છે. (૫૫ થી ૫૮). સંયમી થવું અઘરું છે, પણ અશક્ય નથી. ઇન્દ્રિયોને વિષયો પૂરા

પાડવામા ન આવે તો વિષયો પાછા પડી જાય છે અને અંતે જ્યારે પરમાત્માનો સાક્ષાત્કાર થાય ત્યારે વિષયોમા રસ પડતો પણ બંધ થઇ જાય છે એમ ન થાય ત્યા સુધી તો ઇન્દ્રિયો મનને પરાણે વિષયો તરફ ખેચે છે માટે પહેલા ઇન્દ્રિયોને વશ કરવી અને મનને વિષયો પાછળ ન ભમવા દેવુ જો મન વિષયોને ઝખ્યા કરે તો વિષયોની લત લાગે છે એ લતને લીધે અનુક્રમે કામ, ક્રોધ, મૂઢતા, ભાન ભૂલવુ, સમતાનો નાશ અને છેવટે પૂરેપૂરુ અધપતન થાય છે પણ આત્માને વશ રહેતી ઇન્દ્રિયો વિષયો ભોગવે તેથી અનુક્રમે ચિત્તશુદ્ધિ, દુખનો નાશ, બુદ્ધિની સમતા, આત્મનિષ્ઠા, શાતિ અને સુખ થાય છે દેહ પડતા સુધી આ બ્રાહ્મી સ્થિતિમા ટકી રહેનારનો મોક્ષ થાય છે (૫૯ થી ૭૨)



## અધ્યાય ત્રીજો

અર્જુને કહ્યુ કે તમે (અધ્યાય ૨ શ્લોક ૩૭ મા) મને લડાઈ જેવુ ઘોર કર્મ કરવાનુ ઉત્તેજન આપ્યુ છતા પાછા (અધ્યાય ૨ શ્લોક ૪૯ મા) તમે કામને સમતા કરતા નીચુ કહ્યુ આવી ભળતી (ભેળતુ) વાત કરવાને બદલે એક નક્કી વાત કરો (૧, ૨)

એટલે શ્રીકૃષ્ણે એને કહ્યુ કે મોક્ષ બે રસ્તે મળે છે જ્ઞાનયોગથી અને કર્મયોગથી (૩) માણસ બેમાથી ગમે તે માર્ગ લે તો પણ શરીર છે ત્યા સુધી ત્રણ ગુણો (સત્ત્વ રજસ્ અને તમસ્) એની પાસે પરાણે પણ કામ કરાવનારા કઈ પણ કામ ન કરવાનો ડોળ કરે તો પણ અદરખાનેથી વિષયોને ઝખવાનુ કામ તો એ કરતો હોય છે તો પછી ખુલ્લી રીતે કર્તવ્ય કરવુ શુ ખોટુ? (૪ થી ૮)

ફળની આશા વિના કરેલા યજ્ઞો શિવાયના બધા કામ બંધનરૂપ છે (૯) માણસોને અને યજ્ઞોને સાથે સરજીને બ્રહ્માએ યજ્ઞો દ્વારા સહકાર કરવાનો ઉપદેશ કર્યો છે, એકલપેટા થવાની મના કરી છે (૧૦ થી

૧૩ ) જગતનો સુખે નિર્વાહ થાય તે માટે વ્યવસ્થાની જે સાકળ પ્રભુએ ઘડી છે તેમા યજ્ઞ અને કર્મ એ બે અંકોડા છે, તેથી યજ્ઞ અને કર્મ વિના જગતનો વ્યવહાર ખોરવાઈ જાય ( ૧૪ થી ૧૬ ) જ્ઞાનીઓ સ્વાર્થ રાખ્યા વિના પોતાનું કર્તવ્ય કર્યા કરે તેથી એમને મોક્ષ પણ મળે અને લોકોને સ્વકર્તવ્યપરાયણ રહેવાનો દાખલો પણ બેસે, નહિ તો 'બાબા નાચ્યા એટલે ચેલા નાચ્યા' એ રીતે જ્ઞાનીનું જોઇને અજ્ઞાની પણ કર્તવ્ય કરવાનું છોડી દે તો જગતમા અધેર ચાલે આ કારણસર જ જનક રાજાએ અને મે જ્ઞાની હોવા છતા પોતપોતાનુ કર્તવ્ય કર્યા કર્યું છે (૧૭ થી ૨૪) જ્ઞાની સમજે છે કે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોને લીધે કામ થાય છે, આત્મા કઈ કરતો નથી, પણ અજ્ઞાની માને છે કે એ પોતે જ કામ કરે છે છતા જ્ઞાનીએ એવુ પગલુ ન ભરવુ જોઇએ કે એનું જોઇને અજ્ઞાની કામ કરવાનું છોડી દે આ રીતે કરેલુ કામ જ્ઞાનીને બંધનરૂપ નથી માટે તુ યુદ્ધ કર (૨૫ થી ૩૨)

જાતિસ્વભાવના ધોરણે નક્કી થયેલો ધર્મ ( કર્તવ્ય, વર્ણાશ્રમધર્મ ) બધા પાળે એ કામની સ્વાભાવિક વહેચણી છે ઇન્દ્રિયોને અમુક કામ ગમે કે ન ગમે તેથી માણસ પોતાનું કર્તવ્ય છોડીને ઇતર વર્ણનુ કર્તવ્ય પોતે કરવા બેસે તો પોતાના સ્વભાવને મારી મચડીને એની પાસે પરાણે કામ લેવુ પડે એવા કામમા કંઇ ભલીવાર હોય નહિ અને સમાજની વ્યવસ્થાને છિન્નભિન્ન કરી નાખવાનુ પાપ લાગે એ વળી નફામા ( ૩૩ થી ૩૫ )

ત્યારે અર્જુને પૂછ્યુ કે કોને લીધે માણસને પોતાની મરજીવિરુદ્ધ પણ એવુ પાપ કરવુ પડે છે ? ( ૩૬ ) શ્રીકૃષ્ણે એને જવાબ આપ્યો કે કામ (ઇચ્છા, વાસના ) માણસ પાસે પાપ કરાવે છે ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ એ ત્રણરૂપી કિલ્લામા રહીને કામ જ્ઞાનને ઘેરી લઇને આત્માને ફસાવે છે માટે તું જ્ઞાનથી મનને વશ કરીને કામ( ઇચ્છા )

નો નાશ કર એટલે તને તારા કર્તવ્યમાથી ચગવાનુ મન નહિ થાય. (૩૭ થી ૪૩)

ૐ

## અધ્યાય ચોથો

શ્રીકૃષ્ણે વળી કહ્યુ કે સૃષ્ટિની શરૂઆતમા આ કર્મયોગ મે સૂર્યને કહ્યો હતો, સૂર્ય પાસેથી પેઢીઉતાર એ રાજાઓને મળ્યો, પણ વખત જતા એનો લોપ થઈ ગયો એ જ કર્મયોગ પાછો આજ હુ તને કહુ છુ (૧ થી ૩)

અર્જુને કહ્યુ કે તમને જન્મ્યે તો હજી થોડા જ વર્ષ થયા, ત્યારે તમે સૃષ્ટિની શરૂઆતમા સૂર્યને કર્મયોગ કહ્યો હતો એ વાત કેમ મનાય ? (૪) તેના જવાબમા શ્રીકૃષ્ણે કહ્યુ કે આ પહેલા મારા ને તારા અનેક જન્મ થઈ ગયા છે દુનિયામા અધર્મનુ જોર વધી પડે ત્યારે હુ અજન્મા હોવા છતા ધર્મની રક્ષા માટે મારી માયા દ્વારા જન્મુ છુ મારા (અને દરેકના) જન્મનુ આ રહસ્ય જે જાણે છે તે મને પામે છે (૫ થી ૧૦)

પણ કામનુ ફળ ઝટ મળે એ ઇચ્છાથી દેવદેવીને પૂજનાર બિચારા જાણતા નથી કે એ રસ્તે પણ એ લોકો મારી તરફ જ આવી રહ્યા છે, તેથી એમને જોઇતુ (ખણુ મોક્ષથી ઊતરતુ) ફળ હુ જ એમને આપુ છુ (૧૧, ૧૨) મસાર સરળતાથી ચાલે તે માટે મે કઈ ફળની આશા વિના ચાર વર્ણની વ્યવસ્થા કરી છે મારા કર્મનુ આ રહસ્ય સમજીને એ પ્રમાણે વર્તનારને કર્મ મોક્ષની આડે આવતા નથી માટે તુ ફળની આશા છોડીને તારુ કર્તવ્ય કર (૧૩ થી ૧૫)

કર્મ (પ્રવૃત્તિ), વિકર્મ (ઊધી પ્રવૃત્તિ) અને અકર્મ (નિવૃત્તિ) એ શબ્દો સમજવા, તુ ધારે છે એટલા, સહેલા નથી (૧૬, ૧૭) ફળની ઇચ્છા વિના કરેલું કર્મ અકર્મ જ છે 'હુ કરુ છુ' એવી અહતા વિના, કર્મના ફળની આસક્તિ રાખ્યા વિના, હઠી, દ્વેષ, ઇચ્છા અને મગ્રહ છોડીને, વણમાગ્યુ મળે તેનાથી મતોષ માનતા

જ્ઞાનનિષ્ઠ માણસે કરેલા કર્મ એને જન્મમરણના બંધનમા નાખતા નથી આના કામને યજ્ઞ ખાતર કરેલા કામ કહે છે (૧૮ થી ૨૩)

યજ્ઞને બ્રહ્મસ્વરૂપ જાણવો યજ્ઞ અનેક પ્રકારના છે હવન, તપ, યોગ, અધ્યયન (ભણવુ) જ્ઞાન, સયમ, પ્રાણાયામ વગેરે રૂપી યજ્ઞોમાથી ગમે તે યજ્ઞ કરનાર પણ એ યજ્ઞનો લાભ બધાને મળી રહ્યા પછી જે કઈ બાકી રહે તેટલાથી જ સતોષ રાખે તો એનો પણ મોક્ષ થાય છે પણ જે માણસ યજ્ઞ જ ન કરે તેને આ લોકમા કે પર લોકમા સુખ નથી બધા યજ્ઞોમા જ્ઞાનયજ્ઞ ઉત્તમ છે (૨૪ થી ૩૩)

નમ્રતા, જિજ્ઞાસા, સેવા, શ્રદ્ધા અને સંયમથી ગુરુ પાસેથી જ્ઞાન મળી શકે છે જ્ઞાન થવાથી મોહ ટળે છે, બધુ પરમાત્મારૂપ જણાય છે, પાપ જતા રહે છે, કર્મ બળી જાય છે અને પરમ શાંતિ મળે છે (૩૪ થી ૩૮) અજ્ઞાની, અશ્રદ્ધાળુ અને વહેમીના બને ભવ બગડે છે (૪૦) આમ હોવાથી જ્ઞાનથી મનનો વહેમ ટાળીને તુ લડવા માટે ઊઠ (૪૧, ૪૨)



## અધ્યાય પાચમો

શ્રીકૃષ્ણે ચોથા અધ્યાયમા કહ્યુ હતુ કે જ્ઞાનથી કર્મ બળી જાય છે (અ ૪, શ્લો ૩૭) અને કર્મ કરીને પણ અતે તો પરમેશ્વરનુ જ્ઞાન જ મેળવવાનુ છે (અ ૪, શ્લો ૩૩) અને વળી એમણે એમ પણ કહ્યુ હતુ કે ઊઠ, કર્મયોગ આચર (અ ૪, શ્લો ૪૨) એ ઉપર થી અર્જુને પાછું કહ્યુ કે સન્યાસ (સાખ્ય, જ્ઞાન થયા પછી કર્મને છોડી દેવા) અને યોગ (કર્મયોગ, જ્ઞાન થયા પછી પણ કર્મ કર્યાં કરવાં) એ બને સારા છે એમ તમે કહો છો, પણ એ બેમાથી વધારે સારો રસ્તો કયો છે તે મને કહો (૧)

એના જવાબમા શ્રીકૃષ્ણે કહ્યુ કે કર્મયોગ વધારે સારો છે (૨) દ્વેષ, ઇચ્છા અને દ્વદ્વથી પર હોય તે સન્યાસી (૩) (એટલે ફળની

ઇચ્છા રાખ્યા વિના અને કામ પોતે કરતો હોવાનુ અભિમાન રાખ્યા વિના કામ કરનાર પણ સન્યાસી જ છે આમ) સન્યાસ અને કર્મ-યોગ એક જ છે (૪) બન્નેમા મોક્ષ રૂપી ફળ પણ સરખુ જ મળે છે (૫) પણ કર્મ છોડનારને પણ પહેલા ચિત્તશુદ્ધિ માટે ઘણુખરુ કર્મયોગ આચરવો તો પડે છે તેથી ચિત્તશુદ્ધિ થયા પછી કર્મયોગ છોડવા રૂપી નવા માર્ગે જવાને બદલે કર્મયોગ રૂપી પરિચિત માર્ગ ચાલુ રાખવાથી મોક્ષ જલદી મળે છે (૬)

સમ અને શુદ્ધ ચિત્તવાળા, બધુ પરમાત્મામય જોનાર સયમીએ કરેલા કર્મ એને બધનરૂપ નથી 'હું કઇ કામ કરતો નથી, કામ તો ઇન્દ્રિયો (ગુણો) કરે છે' એવુ માની, ફળની આસક્તિ છોડીને બધા કામ પરમાત્માને અર્પણ કરી દેનારને કામ કરવાથી પાપ લાગતુ નથી (૭ થી ૧૨) કામના કરનાર (કર્તા) હોવાનુ અભિમાન ન રાખવુ એ પણ કર્મનો માનસિક ત્યાગ છે (૧૩)

માયા (પ્રકૃતિ) કામ કરે છે અને કામનુ ફળ આપે છે, એમા ઇશ્વરને કઈ લેવાદેવા નથી એવુ જાણીને કર્તવ્ય કરનાર આત્મજ્ઞાનીને ફરી જન્મવુ પડતું નથી (૧૪ થી ૧૬) આત્મજ્ઞાની સમદૃષ્ટિ, સ્થિતપ્રજ્ઞ, નિર્મોહ, હર્ષશોક વગેરે દ્વદ્વોથી અને કામક્રોધથી પર, પરમાત્મામા મસ્ત, બધાના હિતમા રાજી, નિષ્પાપ અને સયમી હોય છે (૧૭ થી ૨૬) યજ્ઞ, તપ એ બધુ મને પહોચે છે ચૌદે લોકનો નાથ હું છુ અને સર્વ પ્રાણીનો હું મિત્ર છુ એવુ સમજવાથી પરમ શાતિ મળે છે (૨૮)

❀

## અધ્યાય છઠ્ઠો

પાચમા અધ્યાયની શરૂઆતમા કહેલી વાત શ્રીકૃષ્ણે આગળ ચલાવતા ફરીથી કહ્યુ કે યજ્ઞ અને કર્મને છોડી દેનાર નહિ, પણ ફળની આશા વિના યજ્ઞ અને કર્મ કર્યા કરનાર માણસ સંન્યાસી છે અને એ જ કર્મયોગી છે (૧, ૨) સાધકદશામા નિષ્કામ કર્મથી

સમતા આવે છે અને પછી સિદ્ધ દશામાં એ જ સમતા નિષ્કામ કર્મ કરવાને પ્રેરે છે. (૩). આમ સિદ્ધ યોગી થવા માટે અનાસક્તિની (સમતાની) જરૂર છે, કર્તવ્ય છોડી દેવાની નહિ. (૪). મનને જીતવાથી ગમે તે સ્થિતિમાં સમતા રહે છે. જેનામાં સર્વત્ર સમતા હોય તેને સિદ્ધ કહે છે. (૫ થી ૯).

પણ બુદ્ધિની સમતા મેળવવા માટે આશા અને સંગ્રહ છોડીને રોજ નિયમસર એકાંતમાં સમાધિ કરવી જોઈએ અને આહારવિહાર માપસર રાખવા જોઈએ. (૧૦ થી ૧૭). સમાધિથી મન પરમાત્મામાં સ્થિર (સમ) થાય છે. (૧૮, ૧૯). આ સમાધિની દશામાં શાંતિ, સંતોષ, સ્થિરતા, આત્મદર્શનના આનંદની ઉત્તમતા અને અખંડ આનંદ અનુભવાય છે. (૨૦ થી ૨૩).

હવે, સમાધિ કરવા માટે મનને આત્મા ઉપરથી જરા પણ ખસવા ન દેવાની ટેવ ધીમે ધીમે પણ ચીવટપૂર્વક પાડવી જોઇએ. (૨૪ થી ૨૬). એમ કરવાથી અંતે પરમાત્મા મળે છે. (૨૭, ૨૮). ગમે તે સંયોગોમાં પણ બધે સમ દૃષ્ટિ રાખનાર આ ઉત્તમ યોગી પોતાનું કર્તવ્ય કરે તેથી કોઈ એ મને ભૂલતો નથી, એ મારો મટતો નથી. (૨૯ થી ૩૨).

ત્યારે અર્જુને કહ્યું કે મન ચંચળ છે અને કર્મયોગ તો સમતા વિના થઈ શકે એવો નથી તેથી કર્મયોગ બહુ નભી શકે નહિ એવું મને લાગે છે. (૩૩, ૩૪).

એટલે શ્રીકૃષ્ણે કહ્યું કે મનને વશ કરવુ અઘરું છે, પણ અશક્ય નથી, કારણ કે સાંસારિક વિષયોની બાબતમાં વૈરાગ્ય કેળવવાથી અને મનને આત્મા પરથી ન ખસવા દેવાનો સતત પ્રયત્ન કરવાથી મન આત્માને વશ થઈ શકતું હોવાથી ખંતીલો માણસ કર્મયોગ સિદ્ધ કરી શકે છે. (૩૫, ૩૬).

વળી પાછી અર્જુને શંકા પૂછી કે (કર્મયોગ આચરવાનો)

શ્રદ્ધાપૂર્વક કોઈ પ્રયત્ન કરે છતાં કોઈ કારણસર એ પ્રયત્ન અધૂરો રહી જાય તો એ બિચારાની શી દશા થાય? (૩૭ થી ૩૯)

શ્રીકૃષ્ણે જવાબ આપ્યો કે કોઈ કલ્યાણ કરનારની અવગતિ થતી નથી કર્મયોગમાંથી ભ્રષ્ટ થયેલા માણસને યોગ્ય માબાપને ત્યાં જન્મીને પૂર્વ જન્મમાં જ્યાંથી અધૂરું રહ્યું હોય ત્યાંથી શરૂ કરવાની તક મળે છે (એને નવેસરથી શરૂ કરવું પડતું નથી) આમ જે માણસ એક જન્મમાં કર્મયોગ સિદ્ધ કરી શકતો નથી તે અનેક જન્મે પણ કકડે કકડે સિદ્ધ કરીને પરમ પદ પામે છે (૪૦ થી ૪૫)

પછી (શ્લોક ૩૨ના અનુસંધાનમાં) શ્રીકૃષ્ણે કહ્યું કે મારો ભક્ત હોય એવો કર્મયોગી મને સહુથી વહાલો છે (૪૬, ૪૭)

❀

## અધ્યાય સાતમો

કર્મયોગ આચરવા માટે બુદ્ધિની સમતા રાખવાની જરૂર છે સમાધિ, પરમાત્માના સાચા સ્વરૂપનું જ્ઞાન અને ભક્તિ એ ત્રણમાંથી ગમે તે એક સાધનથી સમતા આવી શકાય છે એમાંથી, સમાધિ કેવી રીતે કરવી તે છઠ્ઠા અધ્યાયમાં કહ્યું પણ જ્ઞાન અને ભક્તિનું વર્ણન બાકી રહ્યું તેથી જ્ઞાન અને વિજ્ઞાનનું વર્ણન શ્રીકૃષ્ણ કરે છે જે જ્ઞાન થયા પછી બીજું કંઈ જાણવાનું બાકી રહેતું નથી અને જે જ્ઞાન લાખોમાંથી એકાદને થાય છે એ જ્ઞાન કર્મયોગી ભક્તને કેવી રીતે થાય છે તે હવે હું તને કહું છું (૧ થી ૩) મારી (પરમાત્માની) જડ (માયા, પ્રકૃતિ) અને ચેતન (જીવ) એ બે જાતની વિભૂતિથી (વિસ્તારથી) સંસાર ઉત્પન્ન થાય છે પંચ મહાભૂત, મન, બુદ્ધિ અને અહંકાર એ માયાના આઠ વિકાર છે એટલે ખરું જોતાં બધું મારામાં ઓતપ્રોત છે (૪ થી ૭) એમ કહીને શ્રીકૃષ્ણ એ બાબતના કેટલાક દાખલા આપે છે અને અંતે કહે છે કે સર્વ પદાર્થો મારામાં (પરમાત્મામાં) સમાઈ જાય છે પણ હું (પરમાત્મા) એમનામાં સમાઈ

જતો નથી; એ બધા મારે આધારે છે, હું એમને આધારે નથી, તેમ એમાંનો કોઇ પદાર્થ મારા નિર્ગુણ સ્વરૂપમા નથી. ( ૮ થી ૧૨).

આમ હોવા છતાં પણ લોકો મારી માયામાં (વિસ્તારના દેખાવમા) ફસાઇને મારા નિર્ગુણ સ્વરૂપને ઓળખી શકતા નથી. (૧૩). મારી માયામાથી છૂટવાને મારે શરણે આવવુ જોઈએ (૧૪) દુષ્કર્મી, મૂર્ખ અને નીચ લોકો મારે શરણે આવતા નથી, પણ દુઃખી, જિજ્ઞાસુ, ગરજાઉ અને જ્ઞાની મારે શરણે આવે છે. એમા જ્ઞાની મને બહુ વહાલો છે. (૧૫ થી ૧૯). દુ.ખી, જિજ્ઞાસુ અને ગરજાઉ લોક શ્રદ્ધાથી વિધિસર દેવદેવીની (મારા સગુણ સ્વરૂપની) ઉપસાના કરે છે. એમના મનોરથ (દેવદેવી દ્વારા) હુ જ પૂરા કરું છુ, પણ એમને મળતુ ફળ નાશવંત હોય છે (૨૦ થી ૨૩) મારી માયાના ઓછાડને લીધે હું સગુણ દેખાઉ છુ, પણ ખરું જોતા તો હુ નિર્ગુણ છુ લોકો દ્વંદ્વોમાં ફસાયા હોવાથી મારું નિર્ગુણ સ્વરૂપ જાણી શકતા નથી, પણ જે સત્કર્મો કરીને દ્વંદ્વોના મોહમાથી છૂટી જાય છે તે મારા નિર્ગુણ સ્વરૂપને ભજે છે (૨૪ થી ૨૮) જે લોકો મોક્ષ માટે મારુ શરણુ લે છે તે મરણ વખતે પણ મને ( પરબ્રહ્મરૂપે ) ઓળખે છે (૨૯, ૩૦)



## અધ્યાય આઠમો

સાતમા અધ્યાયના શ્લોક ૨૯, ૩૦મા શ્રીકૃષ્ણે બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ, અધિભૂત અને અધિદૈવની વાત કરી છે, તેથી એ સમજવા માટે તથા અંતકાળે ભગવાનને શી રીતે ઓળખવા એ સમજવા માટે અર્જુને શ્રીકૃષ્ણને પ્રશ્ન કર્યો. (૧, ૨ )

તેના જવાબમા શ્રીકૃષ્ણે એ શબ્દોના અર્થ કહ્યા તથા એ બધુ હું જ છુ એમ કહીને (૩, ૪) કહ્યુ કે અંતકાળે યોગાભ્યાસથી એકાગ્ર ચિત્ત રાખીને જે જેને સ્મરે છે તે તેને પામે છે, માટે મારું સ્મરણ કરતા કરતા તુ લડ, એમ કરવાથી તારી ઉત્તમ ગતિ થશે (૫ થી ૧૫).

ત્યાર પછી, ઉત્તમ ગતિ એટલે શુ તે સમજાવવાને શ્રીકૃષ્ણે કહ્યુ કે બ્રહ્મલોક સુધીના લોકમા જવુ એ ઉત્તમ ગતિ નથી (૧૬) હજાર યુગ મળીને બ્રહ્માનો એક દિવસ બને છે અને એવડી જ બ્રહ્માની એક રાત છે (૧૭) બ્રહ્માનો દિવસ ઊગે ત્યારે બધા પ્રાણી માયામાથી જન્મે છે અને બ્રહ્માની રાત પડતા એ પાછા માયામા સમાઈ જાય છે (૧૮, ૧૯) ખુદ બ્રહ્મા સુધીના બધા માયાની સૃષ્ટિ છે, પણ પરબ્રહ્મ (પરમાત્મા) માયાથી પર છે માટે પરમાત્માને પામવુ એનુ નામ ઉત્તમ ગતિ (પદ) છે (૨૦,૨૧)

આ ઉત્તમ ગતિ કેવી રીતે મળે અને કયે સમયે દેહ પડે તો યોગીને ઉત્તમ ગતિ મળે તે જણાવતા શ્રીકૃષ્ણે કહ્યુ કે અનન્ય ભક્તિથી ઉત્તમ પદ મળે છે (૨૨, ૨૩) જે યોગી દેહ છોડીને અગ્નિ, જ્વાળા, દહાડો, શુક્લ પક્ષ અને ઉત્તરાયણના છ માસના ઊજળા માર્ગે જાય છે તેને મોક્ષ (ઉત્તમ ગતિ) મળે છે અને જે યોગી દેહ છોડીને ધુમાડો, રાત, કૃષ્ણ પક્ષ અને દક્ષિણાયનના છ માસના અધારા માર્ગે જાય છે તે ચદ્રલોક સુધી જઈને ફરી પાછો જન્મે છે (૨૪ થી ૨૭) આ વાત સમજનાર કર્મયોગી કદી મુઝાતો નથી, માટે તુ કર્મયોગી થા, કારણ કે વેદ, યજ્ઞ તપ અને દાનથી મળી શકે તેના કરતા પણ ઊચુ ફળ (મોક્ષ) કર્મયોગથી મળે છે (૨૮)

❀

## અધ્યાય નવમો

ગયા અધ્યાયમા શ્લોક ૨૦ થી ૨૨મા કહ્યુ કે ભગવાનની અનન્ય ભક્તિથી ઉત્તમ ગતિ મળ છે તેથી હવે શ્રીકૃષ્ણે અર્જુનને ભક્તિ (સગુણની ઉપાસના) વિષે કહેવા માડ્યુ ભક્તિ એ વ્યવહારુ, સહેલો અને સરિયામ રસ્તો છે એમા જેને શ્રદ્ધા ન હોય તેને ફરીફરીને જન્મવુ પડે છે (૧ થી ૩).

મારી ભક્તિ કરવા માટે મારુ સાચુ સ્વરૂપ તુ સમજ હુ ખરુ

જોતા નિર્ગુણ છુ, બધામા છુ છતા બધાથી પર છુ પ્રલયવખતે લય પામેલા, મારી માયામા ફસાયેલા પ્રાણીઓને મારી માયાથી (નિર્ગુણ માથી સગુણ બનવાની શક્તિથી) હું ફરીથી ઉપજ કરુ છુ આ રીતે સંસાર ચાલ્યા કરે છે (૪ થી ૧૦)

હું કોઈ માણસ નથી પણ બધાનો ઈશ્વર છુ એવુ સમજીને મારા સગુણ સ્વરૂપની ભક્તિ કરનાર માણસ દૈવી છે, પણ મને માણસ જ સમજનાર આસુરી છે (૧૧ થી ૧૪) દેવો, પિતૃઓ વગેરે બધુ હું જ છુ, ગમે તે દેવની પૂજા પણ આખરે મને જ પહોચે છે અને એ પૂજાનું ફળ પણ હું જ આપુ છુ, છતા દેવદેવીઓ મારાથી જુદા છે એમ માનીને એમની પૂજા કરનારને તે તે દેવદેવીના સ્વર્ગ વગેરે લોકમા જવા રૂપી નાશવત સુખ મળે છે, પણ મારી ભક્તિ કરનારને મોક્ષ રૂપી અખડ સુખ મળે છે (૧૫ થી ૨૫) હુ તો ભાવનો ભૂખ્યો છુ માટે શક્તિ પ્રમાણે ભક્તિ કર વળી તુ જે કઈ કરે તે તુ કરે છે એવુ મિથ્યાભિમાન રાખ્યા વિના, કર્તાહર્તા પરમેશ્વર છે એવુ સમજીને તારૂં કર્તવ્ય કર્યા કર (૨૬, ૨૭) એમ કરવાથી તને નહિ થાય પુણ્ય કે નહિ લાગે પાપ, એટલે તારો મોક્ષ થશે (૨૮) મારી ભક્તિથી તો ગમે તેવા માણસનો પણ ઉદ્ધાર અને અતે મોક્ષ થાય છે માટે અનન્ય ભાવે મારી ભક્તિ કર (૨૯ થી ૩૪)

ॐ

## અધ્યાય દશમો

ભક્તિ વિષે સમજાવતા શ્રીકૃષ્ણે વળી કહ્યુ કે હું પરમાત્મા છુ, સૃષ્ટિના સર્વ પદાર્થનું મૂળ હું છુ જેને લીધે આ બધી પ્રજા પેદા થઈ છે તે સપ્તર્ષિઓ વગેરે મારા સંકલ્પથી ઉત્પન્ન થયા હતા આમ, આ સંસાર મારો જ પસારો છે એવુ સમજીને મારી ભક્તિ કરવામા જે તન્મય રહે છે તેમને હું સમતા અને જ્ઞાન આપુ છુ (૧ થી ૧૧)

આ સાભળી અર્જુને કહ્યુ કે તમે પરમાત્મા છો એ વાત હુ માનું છુ, પણ તમારી ભક્તિ કરવા માટે તમારુ સગુણ સ્વરૂપ મારે

જાણુ છે માટે હુ તમારા કયા કયા સ્વરૂપનુ ધ્યાન કરુ તો હુ તમને ઓળખી શકુ તે મને ફરીથી વીગતવાર કહો (૧૨ થી ૧૮)

શ્રીકૃષ્ણે કહ્યુ કે સૃષ્ટિના દરેક પદાર્થનો આત્મા હું છુ, એટલે ખરુ જોતા એ બધા પદાર્થ મારા અસખ્ય સગુણ સ્વરૂપ (મારી મૂર્તિરૂપ) છે છતા તારી સગવડ ખાતર હુ મારા મુખ્ય મુખ્ય સગુણ સ્વરૂપ તને કહું છુ તે તુ સાભળ વિષ્ણુ, સૂર્ય, મરીચિ, ચદ્ર, સામ વેદ, ઈન્દ્ર, મન, ચેતના, શકર, કુબેર, અગ્નિ, મેરુ, બૃહસ્પતિ, કાર્તિકેય સ્વામી, સમુદ્ર, ભૃગુ, ૐકાર, જપયજ્ઞ, હિમાલય, પીપળો, નારદ, ચિત્રરથ, કપિલ, ઉચ્ચૈશ્રવા ઘોડો, ઐરાવત હાથી, રાજા, વજ્ર, કામ ધેનુ, કામદેવ, વાસુકિ, શેષનાગ, વરુણ, અર્યમા, યમ, પ્રહ્લાદ, કાળ, સિંહ, ગરુડ, વાયુ, રામ, મઘર, ગગાજી, બ્રહ્મવિદ્યા, વાદ, અકાર, દ્વદ્વ સમાસ, મૃત્યુ, જન્મ, કીર્તિ, લક્ષ્મી, સરસ્વતી, સ્મરણ-શક્તિ, સમજશક્તિ, ધીરજ, બૃહત્સામ, ગાયત્રી, માગશર મહિનો, વસત ઋતુ, દ્યૂત, તેજ, જય, નિશ્ચય, સત્ત્વ, કૃષ્ણ, અર્જુન વ્યાસ, શુક્રાચાર્ય, દડનીતિ રાજનીતિ, મૌન અને જ્ઞાન એ મારા સગુણ સ્વરૂપના થોડા દાખલા છે (૧૯ થી ૪૦) બાકી ખરુ જોતા જ્યા જ્યા પ્રભાવ, લક્ષ્મી અને શક્તિ હોય તે બધા મારા સગુણ સ્વરૂપ જ છે (૪૧) અરે! આટલી બધી લાબીચોડી વાત જાણવાને બદલે તુ એટલુ જ સમજી લે કે આ આખુ વિશ્વ મારા એક અશ ઉપર જ નભે છે તો પછી હુ પોતે કેવડો હોઈશ! (૪૨)



## અધ્યાય અગિયારમો

શ્રીકૃષ્ણનો બોધ સાભળીને અર્જુને કહ્યુ કે હવે મારો મોહ દૂર થયો છે તમારા વિસ્તાર અને મહિમા મે સાભળ્યા હવે તમારા વિસ્તાર અને મહિમાવાળુ રૂપ મને દેખાડો (૧ થી ૪)

ત્યારે શ્રીકૃષ્ણે કહ્યુ કે જાતજાતના અસખ્ય રૂપરગવાળી જડ અને ચેતન સૃષ્ટિ બધી યે મારામા રહેલી છે તે અને બીજુ જે જોવુ

હોય તે તું જો એ જોના માટે હું તને દિવ્ય દૃષ્ટિ આપું છું (૫ થી ૮)

એવું કહીને શ્રીકૃષ્ણે અર્જુનને પોતાના વિરાટ સ્વરૂપનું દર્શન કરાવ્યું એ સ્વરૂપને અસંખ્ય મો, આંખો, શણગાર, શસ્ત્રો, માળા અને સુગંધિ લેપ હતા આ આખી ચિત્રવિચિત્ર સૃષ્ટિને શ્રીકૃષ્ણમા એકસાથે રહેલી જોઈને અર્જુન નવાઈ પામ્યો અને એણે શ્રીકૃષ્ણની સ્તુતિ કરી (૯ થી ૧૪)

સ્તુતિ કરતા અર્જુને કહ્યું, 'હે પ્રભુ, તમારા શરીરમા બ્રહ્માજી, દેવો, ભૂત, ઋષિઓ અને સાપ દેખાય છે (૧૫) તમારામા અનેક રૂપો અને અવયવો દેખાય છે, પણ તમારું શરીર ક્યાથી શરૂ થાય છે અને ક્યા પૂરું થાય છે તે સમજાતું નથી (૧૬) સુદર્શન ચક્ર અને મુગટવાળા તમારા પ્રકાશથી આંખો અંજાઈ જાય છે (૧૭) જાણવા જેવું કઈ હોય તો તે તમે જ છો તમે સર્વના આધાર, ધર્મના રક્ષક તથા પુરાણ પુરુષ છો (૧૮) તમારા શરીર, શક્તિ અને હાથ પાર વિનાના છે સૂર્ય અને ચન્દ્ર તમારી આંખો છે તમારા મોના તેજથી આખી સૃષ્ટિ તપે છે (૧૯) દશે દિશામા વ્યાપેલું તમારું રૂપ જોઈને બધા બીી ઊઠયા છે (૨૦) દેવો, સિદ્ધો અને ઋષિઓ તમારી સ્તુતિ કરે છે (૨૧) દેવ, દાનવ વગેરે તમને આશ્ચર્યથી જોઈ રહ્યા છે (૨૨) આ તમારું અનેક અવયવોવાળું વિકરાળ રૂપ જોઈને અમે ત્રાસી ગયા છીએ (૨૩) હવે મારી ધીરજ ખૂટી ગઈ છે (૨૪) માટે હવે કૃપા કરો (૨૫) જેમ નદીના પૂર સમુદ્ર તરફ ધસે છે અને પતંગિયા દીવા તરફ ધસે છે, તેમ કૌરવપક્ષના અને પાંડવપક્ષના યોદ્ધાઓ મરવા માટે તમારા સળગતા ભયાનક મોમા ધસી જાય છે (૨૬ થી ૨૯) બધાને ખાઈ જઈને તમે ચાટો છો તમારી ઝાળોને લીધે બધે પ્રચંડ તેજ અને તાપ વ્યાપી ગયા છે (૩૦) હે પ્રભુ, આવા ભયાનક તમે કોણ છો તે કૃપા કરીને મને કહો મને તમારું

મૂળ સ્વરૂપ દેખાડો તમે આ શુ કરવા બેઠા છો તે મને સમજાતુ નથી (૩૧)

અર્જુનના પ્રશ્નના જવાબમા શ્રીકૃષ્ણે કહ્યુ કે હું કાળ થઈને આવ્યો છુ. તું નહિ મારે તો યે આ બધા મરવાના જ છે, માટે તું એમને મારવાનુ નિમિત્ત બનીને જસ લઇ લે, એમનુ મોત નક્કી જ છે માટે તુ લડ અને સંકોચ વિના એમને માર (૩૨ થી ૩૪)

આ સાભળીને અર્જુને ગળગળા થઈ ને ફરી કહ્યુ કે તમારા ગુણ બધા કેમ ન ગાય! તમે જ જગતના આધાર છો તમે બ્રહ્માથી યે મોટા છો જાણનાર, જાણવાનો વિષય, મોક્ષ, દેવો એ બધુ તમે છો તમારા પરાક્રમ અને વીરતા અપાર છે હુ તમને દશે દિશામા હજારો વાર નમુ છુ (૩૫ થી ૪૦) તમને ભગવાન ન સમજતા ભાઇબધ સમજીને મે જાણ્યેઅજાણ્યે ઘણી વાર તમારુ અપમાન કર્યુ છે, તે મને માફ કરો (૪૧, ૪૨) તમારુ આ હજારો હાથવાળુ સ્વરૂપ જોઇને હુ ગભરાઉ છુ તમે હવે તમારુ અસલ ચાર હાથવાળુ સ્વરૂપ ધારણ કરો (૪૫, ૪૬)

અર્જુનની વિનતિ સાભળીને શ્રીકૃષ્ણે કહ્યુ કે મે બીજા કોઇને મારુ આ વિરાટ રૂપ બતાવ્યુ નથી દાન, તપ વગેરે વડે નહિ, પણ મારી અનન્ય ભક્તિથી જ મારુ વિરાટ સ્વરૂપ જોઇ શકાય છે (૪૭, ૪૮) માટે તુ શાન્ત થા હુ તને મારુ મૂળ સ્વરૂપ પાછુ દેખાડુ છુ (૪૯)

એમ કહીને શ્રીકૃષ્ણે અર્જુનને પોતાનુ ચાર હાથવાળુ પ્રસન્ન રૂપ દેખાડયુ અને એને આશ્વાસન આપીને કહ્યુ કે દેવો પણ મારુ વિરાટ સ્વરૂપ જોવાને તલસે છે, પણ મારી ભક્તિ વિના એ જોઇ શકાતું નથી મારો અનન્ય ભક્ત જ મને જાણે છે, જુએ છે અને અતે મારામા ભળી જાય છે (૫૦ થી ૫૪) પોતાના કર્તવ્ય રાગ દ્વેષ વિના કરનાર મારો ભક્ત મને પામે છે (૫૫)

⁂

## અધ્યાય બારમો

હવે અર્જુને પ્રશ્ન કર્યો કે તમારા (એટલે સગુણ બ્રહ્મના) ઉપાસકો અને નિર્ગુણ બ્રહ્મના ઉપાસકો એ બેમાંથી મોટા યોગી કોણ? (૧) એના જવાબમાં શ્રીકૃષ્ણે કહ્યું કે અનન્ય શ્રદ્ધાથી સગુણની ઉપાસના કરનાર વધારે મોટો છે (૨) સગુણના ઉપાસકોની માફક નિર્ગુણના ઉપાસકો પણ મને જ પામે છે, પણ નિર્ગુણની ઉપાસના સિદ્ધ કરવામાં ઘણી મહેનત પડે છે (૩ થી ૫) પોતે કામ કરતો હોવાનું અભિમાન રાખ્યા વિના કર્તવ્ય કરનાર મારા અનન્ય ભક્તનો જન્મ મરણનો ફેરો હું ટાળું છું (૬, ૭) માટે તું મારામાં જ ચિત્ત પરોવ એમ ન બને તો મનને પ્રભુમય કરવાનો ફરીફરીને પ્રયત્ન કર એ પણ ન બને તો ઈશ્વરપ્રીત્યર્થે કર્તવ્ય કર એ પણ ન બને તો કર્તવ્યના ફળનો ત્યાગ કર, કારણ કે તેથી તરત શાંતિ મળે છે (૮ થી ૧૨) અહંતા, મમતા, રાગ, દ્વેષ, હર્ષ, શોક, ભય, ક્રોધ, ખેદ, ચિંતા, પાપ અને પુણ્ય જેનામાં ન હોય, જે સંતોષી, સંયમી, ક્ષમાશીલ, સમતાવાળો, નિશ્ચયી, શુદ્ધ, બાહોશ, તટસ્થ, અનાસક્ત અને મૌની હોય, જે મનને અને બુદ્ધિને મારામાં જ રાખે, જે કોઈથી કંટાળે નહિ અને કોઈને કંટાળો આપે નહિ, જે પોતાની મેળે કામનો આરંભ કરે નહિ અને મેં કહેલો ધર્મ શ્રદ્ધાથી પાળે એવો મારો ભક્ત મને બહુ વહાલો લાગે છે (૧૩ થી ૨૦)

❀

## અધ્યાય તેરમો

મનની સમતા એ કર્મયોગનો પાયો છે સમાધિ, પરમાત્માના સાચા સ્વરૂપનું જ્ઞાન અને ભક્તિ એ ત્રણ સમતા કેળવવાના સાધનો છે એ ત્રણમાંથી સમાધિ કેવી રીતે કરવી તે છઠ્ઠા અધ્યાયમાં કહ્યું, પરમાત્માના જ્ઞાનને અંગે ક્ષર (સૃષ્ટિ) અને અક્ષર (બ્રહ્મ) વિષે સાતમા અને આઠમા અધ્યાયમાં કહ્યું, પણ દેહ અને જીવ વિષે કહ્યા વિના જ્ઞાન અને વિજ્ઞાનનો વિષય અધૂરો રહી જાય, તેથી તેરમા

અધ્યાયમા ક્ષેત્ર ( દેહ, પિંડ ) અને ક્ષેત્રજ્ઞ ( જીવ ) વિષે શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે.

ક્ષેત્ર એટલે શરીર અને ક્ષેત્રજ્ઞ એટલે જીવ બધા જીવો પરમાત્મા જ છે શરીર અને જીવનુ સાચુ જ્ઞાન તે જ પરમાત્માનું જ્ઞાન છે (૧, ૨) પંચ મહાભૂત વગેરે દેહ અને દેહના વિકાર છે (૫, ૬) (જીવ પોતે પરમાત્મા જ છે) આ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનુ સાચુ જ્ઞાન જેને થાય છે તેનામા કયા કયા લક્ષણો હોય છે તે શ્રીકૃષ્ણ પછી ગણાવે છે (૭થી ૧૧) આમ પરમાત્મા એ એક જ જાણવા લાયક તત્ત્વ હોવાથી શ્રીકૃષ્ણ પરમાત્માનુ વર્ણન કરે છે (૧૨ થી ૧૭) દેહ, જીવ અને પરમાત્માનુ જેને આવુ યથાર્થ જ્ઞાન થાય તેનો મોક્ષ થાય છે (૧૮)

પછી ઉપર કહેલી હકીકત શ્રીકૃષ્ણ બીજા સ્વરૂપે કહે છે દેહ (ક્ષેત્ર) અને ઇન્દ્રિયો પ્રકૃતિમાથી ઉત્પન્ન થાય છે દેહમા રહીને જીવ પ્રકૃતિના ગુણોને ભોગવે છે અને તેમા ફસાય છે, તેથી એને સારા અને ખરાબ જન્મો લેવા પડે છે, પણ જો જીવ એમ સમજે છે કે ગુણોના કાર્યને જોનાર, પોષનાર, અનુમતિ આપનાર અને ભોગવનાર પરમાત્મા જ છે અને હુ એ પરમાત્મા જ છુ તે જીવ ગમે તેમ કરે તો યે એને ફરી જન્મવુ પડતુ નથી (૧૯ થી ૨૩)

ધ્યાન, જ્ઞાન, કર્મયોગ અને બીજાના કહેવા પર શ્રદ્ધા એ ચાર માર્ગે આવુ જ્ઞાન થાય છે (૨૪, ૨૫) દેહ અને જીવના સયોગથી સ્થાવર અને જગમ સૃષ્ટિ બને છે (૨૬) સર્વ વસ્તુ નાશવત છે અને પરમાત્મા બધી નાશવત વસ્તુઓમા એક સરખી રીતે રહેલો છે એ સત્ય જ્ઞાનથી મોક્ષ થાય છે (૨૭, ૨૮)

ક્રિયામાત્ર પ્રકૃતિ(માયા)ની છે, આત્માની નથી (૨૯), આ બહુરૂપી જગત પરબ્રહ્મરૂપ છે અને એ પરબ્રહ્મનો પસારો છે (૩૦), પરમાત્મા અવ્યય, અનાદિ અને નિર્ગુણ છે તેથી દેહમા રહેવા છતા એ અલિપ્ત છે, કઈ કરતો નથી (૩૧) સૂક્ષ્મ હોવાને લીધે

આકાશની માફક આત્મા પણ અવિપ્ત છે (૩૨) એક હોવા છતા સૂર્યની માફક આ મા બધા ક્ષેત્રોને પ્રકાશ આપે છે (૩૩)

ક્ષેત્ર (દેહ) અને ક્ષેત્રજ્ઞ (જીવ) વચ્ચેનો ભેદ તથા માયામાથી જીવનો છૂટકારો શી રીતે થાય છે એ બે વાત આ અધ્યાયમા કહી છે એ બે વાત જે સમજે છે તેનો મોક્ષ થાય છે (૩૪)



## અધ્યાય ચૌદમો

તેરમા અધ્યાયમા શ્લોક ૨૯ મા કહ્યુ કે બધી ક્રિયા પ્રકૃતિ કરે છે, આત્મા નહિ તેથી એકલી પ્રકૃતિમાથી (માયામાથી) આ બહુરૂપી જગત શી રીતે બને છે તે અને, તેને અગે, જે ત્રણ ગુણોની પ્રકૃતિ બનેલી છે તે ગુણો વિષે આ અધ્યાયમા વિસ્તારપૂર્વક શ્રીકૃષ્ણ હવે કહે છે

સર્વ સૃષ્ટિની મા પ્રકૃતિ છે અને બાપ હું છુ (૩, ૪) પ્રકૃતિમાથી સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ ઉત્પન્ન થાય છે એમાથી સત્ત્વગુણ જ્ઞાનમા અને સુખમા, રજોગુણ પ્રવૃત્તિમા અને તમોગુણ બેદરકારી, આળસ અને ઊંઘમા આસક્તિ કરાવીને આત્માને બાધે છે (બધનરૂપ) થાય છે) (૫ થી ૮)

દરેક વ્યક્તિમા ત્રણે ગુણ હોય છે, પણ જે ગુણનુ પ્રમાણ જેનામા વધારે હોય છે તે ગુણવાળી તે કહેવાય છે (૧૦) જ્ઞાન થાય તે ઉપરથી સત્ત્વગુણ, લોભ, પ્રવૃત્તિ, ઉપાશણુ અસંતોષ અને તૃષ્ણા થાય તે ઉપરથી રજોગુણ તથા અજ્ઞાન, આળસ, બેદરકારી અને મોહ થાય તે ઉપરથી તમોગુણ વધ્યો છે એમ સમજવુ (૧૧ થી ૧૩)

મરણ બાદ સત્ત્વગુણી સ્વર્ગે, રજોગુણી મનુષ્યયોનિમા અને તમોગુણી પશુપખી વગેરેની મૂઢ યોનિમા અવતરે છે સત્કર્મનું ફળ સાત્ત્વિક અને નિર્મળ, રાજસ કર્મનુ ફળ દુઃખ અને તામસ કર્મનું ફળ અજ્ઞાન છે (૧૪ થી ૧૮)

આ સંસારમાં કર્તાહર્તા પ્રકૃતિ છે, હું તો ત્રણે ગુણોથી પર છું અને ફક્ત સાક્ષી જ છું એવું સમજનાર મોક્ષ પામે છે. (૧૯, ૨૦).

આ સાંભળીને અર્જુને પૂછ્યું કે ત્રણે ગુણથી પર હોય એવા માણસનાં લક્ષણ અને આચરણ કેવાં હોય તથા ત્રણે ગુણથી પર થવા માટે શું કરવું ? (૨૧).

તેના જવાબમાં ભગવાને કહ્યું કે ત્રણે ગુણથી પર માણસ શ્લોક ૧૧ થી ૧૩ માં કહેલાં ત્રણ ગુણનાં પ્રકાશ, પ્રવૃત્તિ, મોહ વગેરે કાર્યો થાય કે જાય એની જરા પણ પરવા કરતો નથી. એને સુખ, દુઃખ; રોડું, પથરો, સોનું; વહાલું, અળખામણું; નિંદા, વખાણ; માન, અપમાન; મિત્ર, શત્રુ બધુ સરખું હોય છે. એ કદી કામનું ઉપાશણ કરતો નથી. (૨૨ થી ૨૫). માયા, ધર્મ અને સુખનો આધાર હું છું તેથી જે માણસ અનન્ય ભક્તિથી મારી સેવા કરે છે તે ત્રણે ગુણથી પર થાય છે. (૨૬, ૨૭).

## અધ્યાય પંદરમો

ચૌદમા અધ્યાયના છેલ્લા શ્લોકમાં કહ્યું કે માયા, ધર્મ અને સુખનો આધાર હું છુ તે હકીકત સમજાવવા માટે શ્રી કૃષ્ણ હવે કહે છે કે સંસાર રૂપી પીપળાનુ મૂળ ઊંચે પરમાત્માની માયામાં રહેલું છે અને ત્યાંથી સંસારના પસારા રૂપી એની શાખાઓ ઊંચેનીચે બધે ફેલાઇ ગઈ છે. આ સંસારના પસારા રૂપી શાખાઓને સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો રૂપી રસથી પોષણ મળે છે અને એના ઉપર પાંચ વિષયો રૂપી અંકુરો ફૂટે છે સંસારવૃક્ષનું ખરું મૂળ પરમાત્માની માયા છે એ વાત ખરી, પણ ધર્મ અને અધર્મ રૂપી, પુણ્ય અને પાપ રૂપી કર્મ કરાવનાર રાગ, દ્વેષ અને વાસના રૂપી નાનાં નાનાં અનેક મૂળિયાં વડવાઇઓની માફક નીચે ઊતર્યા છે. (૧, ૨). આ વૃક્ષ એટલું પ્રચંડ છે કે એનાં આદિ, મધ્ય અને અંત જણાતાં નથી માટે અનાસક્તિ રૂપી ( રાગ, દ્વેષ અને વાસનાના ત્યાગ રૂપી )

કુહાડાથી એને કાપી નાખવુ અને પછી પરમાત્માનું શરણ શોધવુ (૩, ૪)

માન, મોહ, આસક્તિ, ઈચ્છા અને દ્વન્દ્વોથી પર જ્ઞાનનિષ્ઠ માણસો પરમાત્માના પદને (શરણને) પામે છે (૫) એ પદ સ્વયં પ્રકાશ છે, ત્યા ગયેલાને પાછા ફરવુ પડતુ નથી (૬) પણ ત્યા ન ગયેલો અજ્ઞાનીનો જીવ શરીર લેતી અને છોડતી વખતે માયામા મશગૂલ રહેતા મન અને પાચ જ્ઞાનેન્દ્રિયોને પોતાની સાથે ઘસડે છે અને એ છયે ઇન્દ્રિયોમા અડ્ડો જમાવીને વિષયોને ભોગવે છે (૭ થી ૯) જીવ પોતે ગમે તે સ્થિતિમા પણ પરમાત્મા જ છે એવુ જ્ઞાનીઓ જોઈ શકે છે, અજ્ઞાની નહિ (૧૦, ૧૧) જે કંઈ છે તે બધુ હું જ છુ (તો પછી જીવ પણ હુ જ છુ) સૂર્યનું, ચદ્રનું અને અગ્નિનુ તેજ એ મારુ (પરમાત્માનુ) તેજ છે (૧૨) સૃષ્ટિને ટકાવનાર શક્તિ અને પોષનાર રસ હું છુ (૧૩) પ્રાણીઓનો જઠરાગ્નિ પણ હું છુ (૧૪) સાભરવુ, સમજવુ, ભૂલવુ એ બધી ક્રિયા મારે લીધે થાય છે વેદોનો વિષય, વેદાંતનો કરનાર અને વેદોને જાણનાર હું છુ (૧૫) નાશવત સૃષ્ટિ અને અવિનાશી માયા એ બન્ને પુરુષોથી હું ઉત્તમ પુરુષ છુ માટે મને પુરુષોત્તમ કહે છે (૧૬ થી ૧૮) ઉપર કહેલા અર્થમા મને પુરુષોત્તમ સમજનારને બધુ સમજાયું છે, એ મારો પૂર્ણ ભક્ત છે અને એનુ જીવ્યું સફળ છે (૧૯, ૨૦)

❋

## અધ્યાય સોળમો

નવમા અધ્યાયના ૧૨ મા અને ૧૩ મા શ્લોકમા રાક્ષસી, આસુરી અને દૈવી એ ત્રણ પ્રકૃતિ(સંપદ)નો ઉલ્લેખ કર્યો હતો. તેમાથી દૈવી સપદવાળા માણસો જ પુરુષોત્તમના જ્ઞાનના અધિકારી છે, તેથી જિજ્ઞાસુએ દૈવી સપદવાળા થવુ જોઇએ અને આસુરી સપદનો ત્યાગ કરવો જોઇએ રાક્ષસી સપદનો સમાવેશ આસુરી

સંપદમાં થઈ શકે છે, તેથી આ અધ્યાયમાં દૈવી સંપદ અને આસુરી સંપદનું વર્ણન કર્યું છે.

નિર્ભયપણું, શુદ્ધ અંતઃકરણ, જ્ઞાન અને યોગમાં નિષ્ઠા, દાન, સંયમ, યજ્ઞ, વેદાભ્યાસ, તપ, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ચાડીચુગલી ન કરવી, દયા, લાલસા ન રાખવી, કુમાશ, ઠાવકાપણું, તેજ (પ્રભાવ, પ્રતાપ), ક્ષમા, ધીરજ, શૌચ (બહારની અને અંદરની શુદ્ધિ), દગો ન કરવો, નમ્રતા અને શરમાળપણું—આ ૨૬ ગુણ દૈવી સંપદવાળામાં હોય છે. (૧ થી ૩). દંભ, દર્પ, ખુમારી, ક્રોધ, કઠોરતા અને અજ્ઞાન-આ ૭ દોષ આસુરી સંપદવાળામાં હોય છે, (૪). દૈવી સંપત્તિથી મોક્ષ મળે છે, આસુરી સંપત્તિ બંધનમાં નાખે છે, પણ, હે અર્જુન, તુ દૈવી સંપત્તિવાળો છે. (૫).

શું કરવું અને શું ન કરવું એની ગતાગમ આસુરી સંપદવાળાને હોતી નથી. એમનામાં સત્ય, આચાર અને શૌચ હોતાં નથી. એ હડહડતા નાસ્તિક હોય છે. જીવન મોજમઝા માટે છે એમ માનીને એ સ્વચ્છંદીપણે વર્તે છે અને મોજમઝાની મસ્તીમાં નિત્ય નવી ચિંતા, આશા અને ઇચ્છાઓમાં ફસાય છે. એ યજ્ઞો દંભથી કરે છે, વિધિસર નહિ. એ મારી નિંદા કરે છે. આવા આસુરી સંપત્તિવાળા લોકોની જન્મોજન્મ અધોગતિ થાય છે અને આખરે એ નરકે જાય છે. (૭ થી ૨૦).

કામ, ક્રોધ અને લોભ એ ત્રણ નરકના અમારા દરવાજા છે, તેથી એમનાથી સદા દૂર રહીને શાસ્ત્રમાં કહેલો સ્વધર્મ પાળનારની ઉત્તમ ગતિ થાય છે. માટે તું તારું શાસ્ત્રોક્ત કર્તવ્ય કર. (૨૧ થી ૨૪).



## અધ્યાય સત્તરમો

*શાસ્ત્રના વિધિનિષેધની (શું કરવું અને શું ન કરવું તે બાબતમાં શાસ્ત્રએ કરેલી આજ્ઞાની) ઇરાદાપૂર્વક અવગણના કરીને જે માણસ પોતાની મરજીમાં આવે તેમ કામ કરે છે તેની શી દશા થાય છે તે*

તો ગયા અધ્યાયના ૨૩મા શ્લોકમાં કહ્યું. પણ વૃદ્ધો જે કરતા હોય તે પ્રમાણે શ્રદ્ધાથી કરવા જતાં અજાણપણે શાસ્ત્રના વિધિનિષેધનો ભંગ કોઈ માણસથી થઈ જાય તો તેની કયી અવસ્થા કહેવાય—સાત્ત્વિક, રાજસ કે તામસ ? એવો પ્રશ્ન અર્જુને પૂછ્યો. (૧).

તેના જવાબમાં શ્રીકૃષ્ણે કહ્યું કે શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય છે: સાત્ત્વિક, રાજસ અને તામસ. માણસનો આ જન્મનો સ્વભાવ એના પૂર્વ જન્મના ધર્મ વગેરે સંસ્કારથી બંધાયો હોય છે. જેવો જેનો સ્વભાવ તેવી તેની શ્રદ્ધા, અને જેવી જેની શ્રદ્ધા તેવી તેની સાત્ત્વિક, રાજસ કે તામસ અવસ્થા. આમ કોની શ્રદ્ધા કેવી છે તે ઉપરથી એ માણસ કેવો છે તે જાણી શકાય છે. (૨, ૩) વળી કોણ કોને પૂજે છે તે ઉપરથી પણ માણસ કેવો છે તે જાણી શકાય છે. (૪). (સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણ અવસ્થામાંથી સાત્ત્વિક અવસ્થા સારી છે, પણ) જે લોકો પોતાના રાજસ અને તામસ સ્વભાવનું અભિમાન રાખીને તપ વગેરે કરવામાં વિધિનિષેધ પાળતા નથી એમનાં સ્વભાવ અને શ્રદ્ધા આસુરી છે (૫, ૬).

ત્રણ જાતના સ્વભાવને લીધે આહાર, યજ્ઞ, તપ, દાન વગેરે ક્રિયાઓ પણ ત્રણ જાતની હોય છે. કોણ કેવી રીતે ક્રિયા કરે છે તે ઉપરથી પણ એની અવસ્થા જાણી શકાય છે માટે કેવાં આહાર, યજ્ઞ, તપ અને દાન સાત્ત્વિક, રાજસ કે તામસ કહેવાય તે સાંભળ. (૭). આટલું કહીને શ્રીકૃષ્ણે ત્રણ પ્રકારનાં આહાર, યજ્ઞ, તપ અને દાનનું વર્ણન કર્યું. (૮થી ૨૨).

આ ઉપરથી અર્જુનને કદાચ શંકા થાય કે જો બધાં કર્મ (ક્રિયા) સદોષ અને બંધનકર્તા હોય તો પછી એ સાત્ત્વિક, રાજસ કે તામસ ગમે તે પ્રકારનાં હોય એ બધું સરખું જ છે. તેથી શ્રીકૃષ્ણએ કહ્યું કે '**ओम् इति ब्रह्म**,' '**तद् त्वम् असि**,' '**सत् एव सौम्य इदम् अग्रे आसीत्**' વગેરે વેદવાક્યોમાં પરબ્રહ્મનું સ્વરૂપ ૐ, તદ્ અને સત્ એ ત્રણ શબ્દોથી વર્ણવેલું છે. તેથી પરબ્રહ્મને

ૐતત્સત્ કહી શકાય એટલે પરબ્રહ્મમાથી નિર્માણ થયેલા બ્રાહ્મણો, વેદો અને યજ્ઞો ૐતત્સતમાથી નિર્માણ થયા છે એવુ પણ કહી શકાય. (૨૩) આમ હોવાથી બ્રહ્મવાદી લોકો ૐ બોલીને શાસ્ત્રોક્ત કર્મ કરે છે, મુમુક્ષુઓ તદ્ બોલીને યજ્ઞ, દાન અને તપ નિષ્કામ બુદ્ધિથી કરે છે (૨૪, ૨૫) જન્મવુ (થવુ), સુધરવુ સત્કર્મ, યજ્ઞ તપ અને દાન વગેરે ધર્મક્રિયામા સ્થિરતા તથા બ્રહ્માર્પણ કરેલા કર્મ–એ પાચ અર્થમા સત્ શબ્દ વપરાય છે (૨૬, ૨૭) તેથી ૐતત્સત્ બોલીને કરેલુ કામ (ફળની આશા વિના કરેલુ કામ, ઈશ્વરને અર્પણ કરેલુ કામ, સત્કર્મ) શાસ્ત્રના વિધિનિષેધના ભગ રૂપી દોષવાળુ હોય તો પણ નિર્દોષ બની જાય છે, પણ સાત્ત્વિક શ્રદ્ધા વિના કરેલી યજ્ઞ, દાન, તપ વગેરે ક્રિયા અસત્ એટલે ખરાબ કહેવાય છે એવી ક્રિયા આ લોકમા અને પરલોકમા નકામી છે (૨૮)



## અધ્યાય અઢારમો

'સંન્યાસ આશ્રમમા સન્યાસી કર્મનો પણ સન્યાસ કરે છે, પણ તમે કહો છો કે ફળની ઇચ્છા છોડીને જે પોતાનુ શાસ્ત્રોક્ત કર્તવ્ય કરે છે તે સન્યાસી છે (અધ્યાય ૬ શ્લોક ૧) ત્યારે સન્યાસનુ અને ત્યાગનુ સાચુ સ્વરૂપ, ખરુ રહસ્ય શુ? શુ છોડી દેવાથી સન્યાસ કર્યો કહેવાય? અને શુ છોડી દેવાથી ત્યાગ કર્યો કહેવાય?' આવો પ્રશ્ન અર્જુને વધારે ચોખવટ કરવા માટે પૂછ્યો (૧)

એના જવાબમા શ્રીકૃષ્ણે કહ્યુ કે ફળની ઇચ્છાથી કરવાના કામનો ન્યાસ કરવો (છોડી દેવા) એને સંન્યાસ કહે છે અને બધા કર્મના ફળનો ત્યાગ કરવો એને ત્યાગ કહે છે (દાખલા તરીકે સ્વર્ગ રૂપી ફળની ઇચ્છાથી કરવાનો જ્યોતિષ્ટોમ યજ્ઞ ન કરવો એ સન્યાસ છે અને નિષ્કામ બુદ્ધિથી પણ કર્મ કરતા કરતા કર્મનુ જે ફળ કરનારને વણઇચ્છ્યું પણ મળે તેનો લાભ પોતે ન ઉઠાવતા એ લાભ પર

માત્માને ચરણે ધરી દેવો, એ લાભનો પ્રાણીમાત્રના હિત માટે ઉપયોગ કરવો તેને ત્યાગ કહે છે ) (૨)

કેટલાક કહે છે કે બધા કર્મ બંધનરૂપ હોવાથી બધા કર્મનો ત્યાગ કરવો, બીજા કેટલાક કહે છે કે યજ્ઞ, દાન અને તપની ક્રિયા ન છોડવી એ બાબતમા મારો ચોક્કસ મત એવો છે કે આસક્તિનો અને ફળનો ત્યાગ કરીને યજ્ઞ, દાન અને તપ પણ કરવા જોઇએ. ( ૩ થી ૬ ) કોઇએ પોતાના શાસ્ત્રોક્ત કર્મ છોડવા જોઇએ નહિ. જે માણસ શાસ્ત્રોક્ત કર્તવ્ય મોહને લીધે કરતો નથી તેનો ત્યાગ તામસ છે, દુ ખ કે હાડમારીથી ગભરાઈને કરતો નથી તેનો ત્યાગ રાજસ છે પણ જે માણસ આસક્તિ અને ફળનો ત્યાગ કરીને શાસ્ત્રોક્ત કર્મ કરે છે તેનો ત્યાગ સાત્ત્વિક છે ( ૭ થી ૧૦ ) શરીર છે ત્યા સુધી બધા કામનો ત્યાગ થઈ શકે નહિ, પણ કર્મના ફળનો ત્યાગ કરવો જોઈએ હવે, કામનુ ફળ ત્રણ પ્રકારનુ હોય છે સુખ, દુ ખ અને સુખદુ ખ ભેગુ એમાનુ એકે ફળ સંન્યાસીને મળતુ નથી, કારણ કે એણે ફળની આશા છોડેલી હોય છે (૧૧, ૧૨ )

કાર્ય માટે યોગ્ય સ્થળ, યોગ્ય કર્તા (કામ કરનાર), યોગ્ય સાધનો, યોગ્ય ક્રિયાઓ અને અનુકૂળ દૈવ એ પાચ બાબતો ઉપર સારા કે ખરાબ કાર્યની સિદ્ધિ( સફળતા )નો આધાર છે તો પછી એકલો કર્તા કાર્યની સફળતાનો બધો યશ ખાટી જવા માગે તે બરાબર નથી તેથી 'હુ કરુ ', 'હું કરુ ', એવુ માનનાર અણસમજુ છે અમુક કામ મે કર્યું એવો ભાર જેને થતો નથી તેણે એ કામ કર્યુ છે એવુ કહેવુ જોઈએ નહિ તેમ જ અમુક કામ મે કર્યુ છે માટે એનુ ફળ મને મળશે એ વિચારથી જેની બુદ્ધિ બગડતી નથી તેને એ કામ બંધનરૂપ થઇને નડતુ નથી (૧૩ થી ૧૭)

કોઈ પણ કામ સાગોપાગ કરવા માટે પહેલા કયુ કામ કરવાનુ છે તે ( ज्ञेय ), એ કામ શી રીતે કરવુ તે ( ज्ञान ) અને એ કામ કરવાનો વિચાર કરનાર ( परिज्ञाता ) કેવો છે તે એ ત્રણ બાબતોનો

પૂરો વિચાર કરવો પડે છે. આને કર્મચોદના કહે છે. ત્યાર પછી કામ કરનાર ( કર્તા ) સાધનો( કરણ ) થી નક્કી કરેલું કામ ( કર્મ ) કરે છે. આને કર્મસંગ્રહ કહે છે. આમ હોવાથી, કર્મ બંધનરૂપ થશે કે નહિ તેનો આધાર જ્ઞાન, જ્ઞેય, જ્ઞાતા, કરણ, કર્મ અને કર્તા કેવાં છે એના ઉપર રાખે છે. તેથી શ્રીકૃષ્ણે જ્ઞાન, કર્મ અને કર્તાના સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણ ભેદ પાડીને એમનાં જુદાં જુદાં લક્ષણ કહ્યાં. ( ૧૮ થી ૨૮ ).

હવે, કામ કરતા પહેલાં કામ વિષે ચારે પાસનો વિચાર કરીને નિર્ણય કરનાર બુદ્ધિ, નિર્ણય કર્યા પછી એ નિર્ણયને પાર પાડવા માટેની દૃઢતા ( ધીરજ ) અને કામ કરીને મેળવવા ધારેલું સુખ : એ ત્રણ કેવાં છે તેના ઉપર પણ કામ બંધનરૂપ થઈ પડશે કે નહિ એનો આધાર છે. તેથી શ્રીકૃષ્ણે બુદ્ધિ, ધૃતિ ( ધીરજ ) અને સુખના સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણ ભેદ પાડીને એમનાં જુદાંજુદાં લક્ષણ કહ્યાં. ( ૨૯ થી ૩૯ ). જે કામમાં જ્ઞાન, જ્ઞેય, પરિજ્ઞાતા, કરણ, કર્મ, કર્તા, બુદ્ધિ, ધૃતિ અને સુખ એ નવ વાના સાત્ત્વિક હોય તે કામથી નથી પુણ્ય થતું કે નથી પાપ લાગતું. તેથી એ કામ (પછી ભલે ને એ ચૌદે લોકને હણવાનું કામ હોય (૧૭) ) જન્મમરણના બંધનમાં નાખી શકતું નથી.

ત્રણ ગુણનું ન બન્યું હોય એવું આખી સૃષ્ટિમાં કંઈ નથી. (૪૦). માણસોનો સ્વભાવ પણ ત્રણ ગુણનો બનેલો છે. એમાં કેટલાકનો સ્વભાવ સાત્ત્વિક, કેટલાકનો રાજસ અને કેટલાકનો તામસ હોય છે. આ ભિન્ન સ્વભાવના ધોરણે ચાર વર્ણ ( ચાર મુખ્ય વર્ગ, નાતો ) પડ્યા છે, અને દરેક વર્ણને માટે પોતપોતાના સ્વભાવને અનુરૂપ કામ નક્કી થયાં છે, કે જેથી વ્યવહાર સરળ બને. ( ૪૧ ). કયા વર્ણ માટે નિયત ( નક્કી થયેલાં ) કામ ( કર્તવ્ય, ધર્મ ) કયા છે તે ગણાવીને ( ૪૨ થી ૪૪ ) પછી શ્રીકૃષ્ણે કહ્યું કે કોઈ કર્મ તદ્દન દોષ વિનાનું હોતું નથી તેથી પોતાના વર્ણ માટે નક્કી થયેલાં શાસ્ત્રોક્ત

કર્મ દોષવાળાં હોય તો પણ એ સાત્ત્વિક રીતે કર્યા કરવાં એ શ્રેયસ્કર છે; એનાથી અંતે સિદ્ધિ મળે છે. (૪૫ થી ૪૮). સંન્યાસ (કામ્ય કર્મોનો ત્યાગ) કરવાથી નૈષ્કર્મ્યસિદ્ધિ મળે છે (૪૯), કામ ન કરવાથી નહિ (અધ્યાય ૩, શ્લોક ૪).

નૈષ્કર્મ્યસિદ્ધિ મળ્યા પછી માણસ શુદ્ધ બુદ્ધિ અને ધીરજ રાખે; વિષયો, રાગ, દ્વેષ, અહંકાર, બળ, ગુમાન, કામ, ક્રોધ, સંગ્રહવૃત્તિ અને મમતા છોડે; એકાંતમાં રહે, થોડું ખાય; વાણી, શરીર અને મનનો સંયમ રાખે, ધ્યાનમગ્ન રહે અને વૈરાગ્ય રાખે, એટલે એ બ્રહ્મરૂપ બને છે. (૫૦ થી ૫૩). બ્રહ્મરૂપ બનેલો માણસ મારી ભક્તિ પામે છે. (૫૪) મારી ભક્તિથી એ મારું સાચું સ્વરૂપ સમજે છે અને મારામાં ભળી જાય છે. (૫૫). મારામાં રહ્યે રહ્યે એ બધાં કામ કરે છે અને મારી કૃપાથી એ મારા પરમ પદને પામે છે. (૫૬).

(આમ, ઈશ્વરાર્પણ બુદ્ધિથી નિષ્કામ નિયત કર્મ કરવાથી બ્રહ્મરૂપ (જીવન્મુક્ત) થવાય છે અને જીવન્મુક્તની અવસ્થામાં પણ એ જ રીતે નિયત કર્મો કર્યા કરવાથી અંતે પરમ પદ મળે છે.) માટે, હે અર્જુન, તું પણ એ રીતે તારું નિયત કર્મ કર. જો અહંકારથી તું મારું નહિ માને તો તારું પતન થશે. (૫૭, ૫૮). અત્યારે તું અજ્ઞાનને વશ થઇને લડવાની ના પાડે છે પણ તારો જાતિસ્વભાવ તને લડ્યા વિના જંપીને બેસવા નહિ દે. (૫૯,૬૦). બધાં પ્રાણી આ સંસાર રૂપી નાટકનાં પૂતળાં છે. ઈશ્વર એમના હૃદયમાં રહ્યે રહ્યે એ બધાને પોતાની માયાથી નચાવે છે. આ માયાના નાચમાંથી છૂટવાને તું માયાના માલીકને જ શરણે જા (એ રાખે તેમ રહે, એ કરાવે તેમ કર), તો તારા ઉપર એની કૃપા થશે અને તું પરમ પદ પામીશ. (૬૧, ૬૨).

મેં તને ઘણું ગુહ્ય જ્ઞાન કહ્યું. એના ઉપર પૂરો વિચાર કરીને પછી તને ઠીક લાગે તેમ કર. (૬૩). તું મને બહુ વહાલો છે તેથી હું તને તારા લાભની ગુહ્યમાં ગુહ્ય વાત ફરી કહું છું કે બધા ધર્મો

છોડીને તું મારે જ શરણે આવ એમ કરવાથી તું સર્વ પાપમાથી છૂટીને મને પામીશ (૬૪ થા ૬૬)

આટલુ કહ્યા પછી ગીતાનુ જ્ઞાન કોને ન કહેવુ તે શ્રીકૃષ્ણે કહ્યુ (૬૭), કારણ કે જ્ઞાનની લાયકાત વિનાના માણસને હાથે જ્ઞાનનો દુરુપયોગ થાય છે પછી શ્રી કૃષ્ણે કહ્યુ કે મારા ભક્તોને ગીતાજ્ઞાનનો ઉપદેશ કરવો એ મારી ભક્તિ કરવા બરાબર છે એવો ઉપદેશ કર નાર મને સૌથી વધારે ગમે છે (૬૮, ૬૯) આ ગીતાનો અભ્યાસ કરવો એ જ્ઞાનયજ્ઞ કરવા બરાબર છે (૭૦) દોષદૃષ્ટિ રાખ્યા વિના શ્રદ્ધાથી ગીતા સાભળનારનો શુભ લોકમા વાસ થશે (૭૧)

આટલુ કહીને શ્રી કૃષ્ણે અર્જુનને પૂછ્યું કે ભાઈ, તારો અજ્ઞાન નો મોહ ટળ્યો કે નહિ ? (૭૨) એના જવાબમા અર્જુને કહ્યુ કે હવે મારી સાન ઠેકાણે આવી છે, મને કઈ શકા રહી નથી અને હું તમારા ઉપદેશ પ્રમાણે વર્તીશ (૭૩)

શ્રીકૃષ્ણ અને અર્જુનનો આ આખો સવાદ સજય ઘેર બેઠે સાભળીને ધૃતરાષ્ટ્રને કહેતો હતો તેણે (સજયે) હવે કહ્યુ કે હે ધૃતરાષ્ટ્ર, વ્યાસની કૃપાથી સાભળેલો આ આખો અતિ અદ્દભુત સવાદ અને કૃષ્ણનુ પેલુ અતિ અદ્દભુત વિરાટ રૂપ (અધ્યાય ૧૧) મને યાદ આવ્યા કરે છે અને મારા રૂવાડા ઊભા થઈ જાય છે (૭૫ થી ૭૭) જ્યા જ્ઞાન અને કર્મ ભેગા હોય, જ્યા કળ અને બળ ભેગા હોય, જ્યા જ્ઞાનપૂર્વક કર્મ થાય, ત્યા લક્ષ્મી, વિજય, ઐશ્વર્ય અને નીતિ સદાને માટે નક્કી હોય છે (૭૮)

# ગીતાકોશ

## સંક્ષિપ્ત સંજ્ઞાના ખુલાસા

આ –આનંદગિરિ

ટિ.–લોકમાન્ય બાળ ગંગાધર ટિળકનું શ્રીમદ્‌ભગવદ્‌ગીતારહસ્ય અથવા કર્મયોગશાસ્ત્ર

વે.–શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પર શ્રીવેંકટનાથની બ્રહ્માનંદગિરિ વ્યાખ્યા

શાં.–શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પર શાંકર ભાષ્ય

૧૨/૩– અધ્યાય ૧૨, શ્લોક ૩

**અચિંત્ય**–મનથી ન જાણી શકાય એવું (૨/૨૫ વે)

**અચ્યુત**–પતન વિનાનું

**અજ**–અનાદિ, જેને જન્મ ન હોય એવું

**અદ્રોહ**—દગો ન દેવો

**અધ્યાત્મ**–૧ પરમાત્મા સંબંધી, ૨ બ્રહ્મજ્ઞાન

**અનાદિ**–જેની કદી શરૂઆત ન થઈ હોય એવું

**અનિર્દેશ્ય**–એકરૂપ (૧૨/૩)

**અપાન**–બહારથી અંદર લેવાતો શ્વાસ (૪/૨૯ ટિ)

**અપૈશુન**–ચાડીચુગલી ન કરવી તે

**અપ્રમેય**–પ્રત્યક્ષ વગેરે પ્રમાણનો વિષય ન હોઈ શકે એવું

**અભ્યાસયોગ**–મનને પ્રભુમય કરવાનો ફરી ફરી પ્રયત્ન કરવો તે

**અવિકારી**–જેમાં કંઈ ફેરફાર ન થઈ શકે એવું

**અવ્યક્ત**–૧ આંખ વગેરે જ્ઞાનેન્દ્રિયોથી જાણી ન શકાય એવું (૨/૨૫ વે), ૨ પ્રકૃતિ, માયા (૮/૨૦), ૩ પરબ્રહ્મ (૮/૨૦)

**અવ્યય**–જેને અવયવ અને ગુણો ન હોવાથી જેના અવયવ અને ગુણો ઓછા ન થઈ શકે એવું (૨/૨૧ વે)

**અસત્**–ન હયાત, ખોટું

**આતમ, આત્મ**–આત્મા

આદ્ય–પ્રથમ, મૂળ.
આર્જવ–સરળતા.
આસક્તિ–વળગણ.
ઈશ્વર–જીવરૂપ બનેલો ઈશ્વર (૧૫/૮).
ઉવેખવું–અવગણના કરવી.
ઋક્–ઋગ્વેદ.
કર્મકાંડ–વેદમાં બતાવેલાં ધાર્મિક ક્રિયાઓ અને કર્મો.
કર્મઠ–કર્મકાંડી, વેદિયા.
કર્મસંગી–પ્રવૃત્તિમાં આસક્ત લોકો.
કર્મેન્દ્રિય–વાચા, હાથ, પગ, ગુદા અને મૂત્રેન્દ્રિય – એ સ્થૂલ કામ કરવાની પાંચ ઇન્દ્રિયો.
કામ્ય કર્મ–ફળની ઇચ્છાથી કરવાનું કામ, આસક્તિ સાથે કરવાનુ કામ.
કારવે–કરાવે, કરવાના કારણરૂપ થઇ પડે.
કાળે–વખત જતાં, યોગ્ય સમયે (૪/૩૮).
કિરીટ–મુગટ.
કુનેહ–યુક્તિ, ચતુરાઈ.
કુરુનંદન, કુરુશ્રેષ્ઠ–અર્જુન.
ક્ષેમ–મેળવેલાને સાચવી રાખવુ તે (૨/૪૫ શં.).
ગુણ–પ્રકૃતિના ત્રણ ધર્મ : સત્ત્વ, રજસ્ અને તમસ્.
ગુણકર્મો–૧. ગુણો અને કર્મો (૩/૨૮), ૨. જુઓ ૧૮/૪૧.
ગુણાતીત–ત્રણે ગુણોને તરી ગયેલો.
ઘોષ–અવાજ.
ચરાચર–જડ અને ચેતન, સ્થાવર અને જંગમ.
જરા–ઘડપણ.
જિજ્ઞાસુ–જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળો.
જ્ઞાન–બ્રહ્મજ્ઞાન.
જ્ઞાનેન્દ્રિય–ચામડી, આંખ, કાન, જીભ અને નાક.

જ્ઞેય-જાણવા યોગ્ય, જ્ઞાનનો વિષય, પરબ્રહ્મ.
**તત્ત્વજ્ઞાનાર્થદર્શનમ્**-તત્ત્વજ્ઞાનના અર્થનું (ફળનું) એટલે મોક્ષનું દર્શન (અભ્યાસ, આલોચના)-(૧૩/૧૧ શં.)
**તપ**-જુઓ ૧૭/૧૪ થી ૧૬.
**તીક્ષ્ણ**-જલદ, તમતમું.
**તેજ**-રુઆબ, પ્રભાવ (૧૬/૩)
**ત્યાગ**-જુઓ ૧૮/૨.
**ત્રિગુણા**-સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણની બનેલી.
**દિ**-દિવસ
**દીપ્તાગ્નિ**-સળગતો અગ્નિ
**દુસ્તર**-પાર કરવી મુશ્કેલ
**દ્વંદ્વ**-સુખદુઃખના કારણરૂપ ટાઢ, તાપ, માન, અપમાન, પાપ, પુણ્ય વગેરે પરસ્પર વિરુદ્ધ પદાર્થોનું જોડકું. (૨/૪૫ શં).
**દ્વેષ**-તિરસ્કાર, અણગમો
**ધનંજય**-અર્જુન
**ધમે**-શ્વાસોચ્છ્વાસ લે
**ધર્મ**-કર્તવ્ય
**ધૃતિ**-ધીરજ.
**નિત્ય**-સદા એકરૂપ રહેતું (૨/૧૧ વે.)
**નિધાન, નિધિ**-ભંડાર, બચાવેલી મૂડી (૯/૧૮ શં)
**નિષ્કામ કર્મ**-આસક્તિ છોડીને કરવાનું કામ
**નિષ્ઠા**-આસ્થા, તલ્લીનપણું
**નૈષ્કર્મ્ય**-કર્મો વડે ન લપટાઇ જવાની સ્થિતિ (૩/૩)
**પદ્મપત્ર**-કમળનું પાંદડું
**પર**-૧. વધારે સૂક્ષ્મ, ઊંડું, વ્યાપક વગેરે (૩/૪૨ શં), ૨. દૂર, તરીને પાર ગયેલું.
**પરમ પદ**-જુઓ ૮/૨૧

**પહેલાંના ચાર**-સપ્તર્ષિથી યે પહેલા થઇ ગયેલા વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ (ટિ)
**પંડિત**-જુઓ ૪/૧૯
**પાર્થ**-અર્જુન
**પુરુષ**-૧. ક્ષેત્રજ્ઞ, જીવ (૧૩/૧૯), ૨. વ્યક્ત સૃષ્ટિ (૧૫/૧૬)
**પુરુષોત્તમ**-જુઓ ૧૫/૧૬ થી ૧૮
**પુંજ**-અબાર, ઢગલો
**પ્રકૃતિ**-૧. માયા, સત્ત્વ, રજસ્, અને તમસ્ એ ત્રણ ગુણ જેમા સમ પ્રમાણમા હોય છે એવુ મૂળ જડ તત્ત્વ, ૨. સ્વભાવ
**પ્રજ્ઞા**-બુદ્ધિ, સમજશક્તિ
**પ્રમાદાસક્તિ**-બેદરકારીમા આસક્તિ
**પ્રાણ**-અદરથી બહાર નીકળતો શ્વાસ, ઉચ્છ્વાસ (૪/૨૯ ટિ)
**બાલ્ય**-બચપણ
**બ્રહ્મ**-૧. પરબ્રહ્મ, ૨. માયા, ઈશ્વરની કૃપા કરવાની શક્તિ (૧૪/૨૭ શ)
**બ્રહ્મસૂત્ર**-બાદરાયણે રચેલા વેદાતના સૂત્ર
**બ્રાહ્મી સ્થિતિ**-બ્રહ્મમા ઠરીને રહેવુ તે (૨/૭૨ શ)
**ભાવ**-બુદ્ધિની જુદી જુદી અવસ્થા (૧૦/૪, ૫)
**ભૂત**-૧. મહાભૂત, ૨. પ્રાણી, ૩. જે કઇ સર્જાયું હોય તે
**ભૂતભાવન**-ભૂતમાત્રને ઉત્પન્ન કરનાર (૧૦/૧૫ વે)
**મધ, મધિ**-મધ્ય, મધ્યે
**મરી**-મરણ પછી
**મહાધન્વા**-મોટા ધનુષ્યવાળો
**મહાબાહુ**-લાબા હાથવાળો
**મહાભૂત**-આકાશ, વાયુ, તેજ, પાણી અને પૃથ્વી
**મહારથી**-દસ હજાર યોદ્ધાઓ સામે એકલે હાથે લડી શકે એવો પરાક્રમી યોદ્ધો

**માણવું**-ભોગવવુ, મઝા કરવી
**માર્ગશીર્ષ**-માગશર મહિનો
**મુમુક્ષુ**-મોક્ષની ઇચ્છાવાળો
**મૂઢ યોનિ**-પશુ, પખી વગેરે જાત
**મેધા**-સમજશક્તિ
**મેધાવી**-આત્મજ્ઞાન રૂપી બુદ્ધિવાળો (૧૮/૧૦ શ.)
**યજુ**-યજુર્વેદ
**યજ્ઞ**-જુઓ ૪/૨૪ થી ૩૩
**યુક્ત**-૧. જોડાયેલુ,—વાળુ, ૨. સિદ્ધ યોગી
**યોગ**-૧. પરમાત્મા સાથે સબધ કરવાનો ઉપાય, ૨. ચિત્તવૃત્તિનો નિરોધ, ૩. ન મેળવ્યું હોય તે મેળવવુ તે (૨/૪૫ શ ), ૪ પાપ કે પુણ્ય ન થાય એ રીતે કામ કરવાની યુક્તિ (૨/૫૦), ૫. ચિત્તની સમતા (૨/૪૮, ૬/૩)
**યોગમાયા**-અવ્યક્ત રૂપ છોડીને વ્યક્ત થવાની યુક્તિરૂપી માયા.
**યોગારૂઢ**-સિદ્ધ યોગી
**યોગી**-જુઓ ૫/૨૩, ૬/૧, ૧૨/૨
**રસ્ય**-રસભર્યો
**રાગ**-મમતા, આસક્તિ
**રાજ**-હે ધૃતરાષ્ટ્ર (૧/૧૮)
**લહે**-સમજે, જાણે
**રિપુ**-દુશ્મન
**વશી**-સયમી
**વાટપાડુ**-લુંટારો
**વાણી**-સરસ્વતી (૮/૩૪)
**વિગુણ**-અધરો (આ)
**વિજ્ઞાન**-૧. મોક્ષ સિવાયના બીજા શિલ્પ, ચિત્ર, વગેરે વિષય જાણવા તે (અમરકોષ) ૨. જુઓ ૭/૨

**વિદાહી**-પચતા પચતા લાંબા વખત સુધી પિત્ત કરતું કરતું હોજરીમા પડ્યુ રહે એવુ દાખલા તરીકે, વાલ
**વિપ્ર**-બ્રાહ્મણ
**વ્યક્ત**-સાકાર બનેલુ, જ્ઞાનેન્દ્રિયોથી જાણી શકાય એવુ
**શમ**-મનની શાંતિ, સમતા (૬/૩)
**શાશ્વત**-અનાદિ અને અનંત (૨/૨૦ વે)
**શ્રી**-લક્ષ્મી (૧૦/૩૪)
**શ્રેષ્ઠ ગતિ**-જુઓ ૮/૩૧
**સત્**-૧. હયાત, ૨ સારુ, ૩. જુઓ ૧૭/૨૬, ૨૭
**સનાતન**-અનાદિ (૨/૨૧ વે), ૨. પરાપૂર્વથી ચાલતું આવતું
**સર્ગકાળે**-સૃષ્ટિની ઉત્પત્તિ થાય તે વખતે
**સંઘાત**-દેહ, ઇન્દ્રિયો, મન અને અહંકાર એ બધાં ભેગાં થાય તે (૧૧/૬ વે)
**સંન્યાસ**-જુઓ ૧૮/૨, ૧૧
**સંન્યાસી**-જુઓ ૫/૩, ૬/૧
**સામ**-સામવેદ
**સાફલ્ય**-સફળતા
**સાંખ્ય**-૧. આત્મારૂપી તત્ત્વ (૨/૩૯ વે), ૨ બ્રહ્મજ્ઞાન (૨/૩૯ શ), ૩ તત્ત્વજ્ઞાની (૩/૩ શ)
**સુખૂટ**-ઝટ ખૂટી જાય એવુ
**સુણેલુ સુણવાનુ**-કર્મકાંડ અને એના ફળ વિષે સાંભળેલુ અને સાંભળવાનું
**સુર**-દેવ
**સ્કંદ**-કાર્તિકેય સ્વામી
**સ્તુત્ય**-સ્તુતિપાત્ર, સ્તુતિને લાયક
**સ્થાણુ**-સ્થિર
**સ્થિર**-શરીરમા ઘણા વખત સુધી ટકીને પોષણ આપે એવો (૧૭/૮)

**સ્થિતધી, સ્થિતપ્રજ્ઞ**–'હું બ્રહ્મ છું' એવી જેની પાકી સમજણ થઇ ગઈ હોય એવો માણસ. (૨/૫૪ શં.).
**સ્નિગ્ધ**–ઘી, તેલ, દૂધ વગેરેની ચીકાશવાળો.
**સ્પૃશે**–અડકે, સ્પર્શ કરે.
**સ્વધા**–પિતૃઓને આપેલું બલિદાન.
**સ્વર્ગકીર્તિને**–સ્વર્ગને અને કીર્તિને.
**હું મય**–મારા મય, મદ્રૂપ.
**હું માં**–મારામાં.
**હું લીધે**–મારે લીધે.
**હૃદ્ય**–હૃદયને ફાયદો કરે એવો.
**હોતાદિ**–હોમ કરનાર વગેરે.

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨ | ધૃતરાષ્ટ્ર | ધૃતરાષ્ટ્ર |
| ૩ | ૧૦ | ભીષ્મ | ભીમ |
| ૧૩ | ૧૨ | ત્ય | ત્યાં |
| ૨૦ | ૧૫ | मत्परः | मत्परः |
| ૨૮ | ૧૪ | ये भे | ये मे |
| ૩૨ | ૨૪ | धहवो | बहवो |
| ૬૭ | ૩ | કર્હુ, | કહું |
| ૭૭ | ૨૨ | ક્રાતિ | ક્રાંતિ |

## વિજયશંકર ધનશંકર મુનશીનાં બીજાં પુસ્તકો

| નામ | આવૃત્તિ | કિંમત |
|---|---|---|
| માંદગીના કારણો | ત્રીજી | ૦-૫૦ |
| માંદગીમા ઉપવાસ | ત્રીજી | છપાય છે |
| જીવનચર્યા | ચોથી | ૦-૪૦ |
| બાલબોધોદય ( વૈદકના અકસીર ઉપાયો ) | ત્રીજી | હાલ અપ્રાપ્ય |
| ઘરઘરનો વૈદ્ય | ત્રીજી | ૧-૫૦ |
| પથ્યાપથ્ય ( આરોગ્યની કૂંચી ) | બીજી | ૩ ૦૦ |
| અષ્ટાંગહૃદય | પહેલી | ૧૨-૦૦ |
| આયુર્વેદ યોગશતક | બીજી | ૦-૭૫ |
| વૈદ્યજીવન | પહેલી | હાલ અપ્રાપ્ય |

ત્રિપાઠી : બુકસેલર્સ : મુંબઈ-૨